પૂરા પરિવારનું સર્વલક્ષી સુરુચિપૂર્ણ સામયિક

# કુમાર

જુલાઈ, ૨૦૧૪
વર્ષ ૯૦, અંક ૭

સળંગ અંક ૧૦૩૯
કિંમત ₹ ૩૦

દર માસની ૧૭મીએ પ્રકટ

સંસ્થાપક
રવિશંકર રાવળ

તંત્રી
ધીરુ પરીખ

ઉપતંત્રી
પ્રફુલ્લ રાવલ



ચિત્રકાર | સંતાપિત સૃષ્ટિનો તારણહાર | બીરેન સેન



[ચિત્રકાર] ગામની શેરી [સુરેશ રાવલ]

અહીં ગામડાની એક શેરીનું દૃશ્ય રજૂ કરાયું છે. જળરંગોમાં તૈયાર થયેલા આ ચિત્રમાં એક રહેઠાણના આંગણમાં રજૂ થયેલી ગાયો તે પ્રદેશની ગોપસંસ્કૃતિ પ્રગટ કરે છે. આજે શહેરીકરણની અસરમાં આ ગ્રામચિત્ર વિશેષ અનુભવ કરાવી રહે છે.

પૂરા પરિવારનું સર્વલક્ષી સુરુચિપૂર્ણ સામયિક

વર્ષ ૯૦મું અંક ૭

સ્થાપના : ૧૯૨૪



સંસ્થાપક અને આદ્યતંત્રી
રવિશંકર મ. રાવળ
ભૂતપૂર્વ તંત્રી
બચુભાઈ રાવત

તંત્રી : ધીરુ પરીખ
ઉપતંત્રી : પ્રફુલ્લ રાવલ



સૂચના

- કુમાર દર માસની ૧૭મી તારીખે પ્રકટ થાય છે. મહિનાની આખર સુધીમાં અંક ના મળે તો પોતાના વિભાગની પોસ્ટ ઑફિસે તપાસ કર્યા પછી જ જાણ કરવી. જો અંક સિલકમાં હશે તો બીજો મોકલી અપાશે. ટપાલમાં ગુમ થતા અંકની જવાબદારી કાર્યલયની નથી. આવી અંક ન મળ્યાની ફરિયાદ અંક પ્રકટ થયા પછી એક માસ સુધીમાં મળશે તો જ તેના પર ધ્યાન આપી શકાશે.
- અહીં પ્રકટ થતાં લખાણોમાંના અભિપ્રાયની જવાબદારી તે તે લેખકની છે.
- લેખકોએ પોતાનું અપ્રગટ લખાણ કાગળની એક બાજુએ, સ્વચ્છ અને સુવાચ્ય અક્ષરે લખી મોકલવું. ઝેરોક્ષ નકલ મોકલવી નહીં.
- સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ માસમાં અપાય છે, અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. જવાબી ટપાલખર્ચ મોકલવું.
- ગ્રાહકે પોતાના સરનામામાં ગામનો પિન કોડ સ્પષ્ટ અક્ષરે અચૂક જણાવવો. ગ્રાહકના નામના અંગ્રેજી આદ્યક્ષર સાથેનો આપનો ગ્રાહક નંબર પત્રવ્યવહારમાં અવશ્ય જણાવવો.
- 


કુમાર ટ્રસ્ટ તરફથી પ્રકાશક : ધીરુ પરીખ
- પ્રકાશનસ્થાન : કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, પોલીસ ચોકીની પાછળ, બઉવાની પોળ સામે, અમદાવાદ-૧ (ફોન નં. ૨૨૧૪૩૭૪૫)
- ઈ-મેલ : kumartrust@gmail.com
- કમ્પ્યૂટર કમ્પોઝ : કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, પોલીસ ચોકીની પાછળ, અમદાવાદ-૧
- મુદ્રક : ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧. ફોન. ૨૫૬૨૦૫૭૮
- વાર્ષિક લવાજમ ₹ ૩૦૦, પરદેશમાં હવાઈ માર્ગે ડૉલર ૩૮, પાઉન્ડ ૨૧ અથવા ₹ ૧૫૦૦.
- અમને સીધું લવાજમ મોકલનાર માટે ભારતમાં ૩ વર્ષના ₹ ૮૫૦ અને પાંચ વર્ષના ₹ ૧૪૦૦
- આ અંકની છૂટક કિંમત ₹ ૩૦-૦૦ + રવાનગી ખર્ચ ₹ ૧૦-૦૦






'કુમાર' સળંગ અંક ૧૦૩૯


**ચિત્રો**

- સંતાપિત સૃષ્ટિનો તારણહાર [ચિત્ર : બીરેન સેન] પૂંઠું-૧
- ગામની શેરી [ચિત્ર : સુરેશ રાવલ] પૂંઠું-૨

**કાવ્યો**

- અસહાય (જશવંત લ. દેસાઈ), અડવાનું આવણું (હરિકૃષ્ણ પાઠક), જે થાય..(હરીશ ધોબી) ૫
- રંગ રસાયો (ઊજમશી પરમાર), આજ અશેષને..(યશવંત ત્રિવેદી) ૫
- જાણીને આગળથી (રાજેશ વ્યાસ 'મિસ્કીન'), અલગ (અશોક ચાવડા 'બેદિલ') ૬
- પંખી (પરાજિત ડાભી, તમન્ના આઝમી), જીવન (વિરાફ કાપડિયા) કશું કહેવું..(અનંત રાઠોડ) ૬

**ચરિત્ર**

- માયા એન્જેલો — પ્રફુલ્લ રાવલ ૭

**લલિત વાઙ્મય**

- વિકલાંગ અને વિકૃત (લઘુકથા) — સ્વ. ઇજ્જતકુમાર આર. ત્રિવેદી ૧૩
- સરકતી જતી ક્ષણો-૫ — ધીરુ પરીખ ૧૪
- કુંડલિની (લઘુકથા) — કીર્તિકાન્ત પુરોહિત ૨૨
- પચ્ચીસ વર્ષે - ૧૮ — પ્રફુલ્લ રાવલ ૨૨
- અંતે પ્રેમનો પ્રેમ (નવલકથા) મૂ.લે. સુનીલ ગંગોપાધ્યાય : અનુ. પ્રીતિ સેનગુપ્તા ૨૩
- દીદી... મારી દીદી (વાર્તા) — નિમિષા દલાલ ૩૭
- બૂટ (ટૂંકી વાર્તા) — દિનેશ દેસાઈ ૩૯

**લેખો**

- નીલમ પટેલ — કિરણ ચાંપાનેરી 'સેતુ' ૧૨
- વ્રજ વહાલું રે... — કેશુભાઈ દેસાઈ ૧૭
- સંગીતાચાર્ય પંડિત વાડીલાલ શિવરામ — ગીતા મેયર ૨૦
- સુધારકયુગના મૈત્રીસંબંધો — કિશોર વ્યાસ ૨૧
- રંગ નથી તો સુગંધ પણ ક્યાં છે! — વિજય એ. વારડે ૨૩
- ગીત-સંગીતની દુનિયા — હરજીવન થાનકી ૨૬
- ખલાસીઓનાં હોદ્દા અને કાર્ય — હસમુખ અબોટી 'ચંદન' ૨૭
- સિને-કાવ્ય : ૭ — રાધેશ્યામ શર્મા ૨૮
- કચ્છની દક્ષિણામૂર્તિ : સરસ્વતીસદન 'સદનવાડી' — નરેશ અંતાણી ૩૧
- સ્થાપત્ય વિષે થોડું વધુ - ૭ — હેમન્ત વાળા ૩૩
- અંગ્રેજી સાહિત્યનું આચમન — ડૉ. મધુસૂદન પારેખ ૩૪
- બુધસભા અને હું — દિલીપ વ્યાસ ૩૬
- વેદ-આચમન-૮૬ — કપિલભાઈ ઓઝા ૪૩
- ગાંધીજીને અપાયેલાં માનપત્રો-૭ — ડૉ. મહેબૂબ દેસાઈ ૪૫

**વિભાગો**

- વાચકો લખે છે ૪
- કાર્ટૂનવીથિ : ઓ.વી. વિજયન ૪૭
- સાહિત્યસંપર્ક : કોશવિદ્યાની એક નવી જ દિશા — હસુ યાજ્ઞિક ૪૮
- : 'સચ્ચિદાનંદ સન્માન'થી પુરસ્કૃત... — પ્રફુલ્લ રાવલ ૫૦
- : ઊર્મિની ઓળખ : — જલન માતરી ૫૨
- કલાવાર્તા : બીરેન સેન — નટુ પરીખ ૫૩
- માધુકરી : અનોખું સ્થાપત્ય-૭ — મીતલ પટેલ ૫૫
- : સુરેશ ઓઝા, સદ્ગત — અજય પાઠક ૫૫
- : કબજિયાત — ડુંગરશી શાહ ૫૬
- : પ્રગતિનું વહેતું ઝરણું 'શિશુવિહાર' — યશવંત કડીકર ૫૬
- : ફાસ્ટફૂડ અને સ્વાસ્થ્ય - ૫૭
- : માણસ, માણસાઈ અને ધર્મ - ૫૭
- છેલ્લું પાનું : ૫૮




'કુમાર'ના 'મે' અંકમાં પણ 'સરકતી જતી ક્ષણો' વાંચી મજા પડી. મને આવું સંઘર્ષમય જીવન આકર્ષે છે. મેં પોતે આવું જ જીવન પસાર કર્યું છે, પણ મારે મા-બાપ કે ભાઈઓની ઉપાધિ નહોતી! કેવળ 'હું' જ હતો. તમારાં લખાણોમાં, તમારા ચંચળ મનનાં પણ દર્શન થતાં રહ્યાં; જેમકે ઘર છોડવાનો પ્રસંગ અને ધોયેલા મૂળાની જેમ પાછા ફરવાની વાત! છતાં, આગળ ભણતા રહેવાની વાત હતી. તેમાં, મધ્યમવર્ગના વિદ્યાર્થીજીવનની પારાવાર યાતના સમાયેલી છે તે માણી, બીજાને ઉપયોગી થવાની વૃત્તિ-પ્રવૃત્તિ પણ ગમી. પણ વચ્ચે તમે જે મામા જોડે વ્યાપારમાં જોડાયા તે ના રુચ્યું. પ્રત્યેક શબ્દે, કુદરત જાણે, તમારી કસોટી કરતી રહી હોય એવી અનુભૂતિ વાચકવર્ગને થતી રહી. આ કુદરત જ કાનજીભાઈ પટેલ જેવા સજ્જનોને આપણી પાસે મોકલે છે. વીરમગામના તમારા જૂના ઘરનું ચિત્ર જોયું. તેમાંથી બહાર નીકળવું મુશ્કેલ પણ લાગ્યું! છતાં તમે સાહસ કરીને નીકળી ગયા એ સારું કર્યું. તે જ અંકમાં, સુધીર દારની કાર્ટૂનવીથિએ રંગ રાખ્યો. પ્રથમ પાનાનો લે-આઉટ તેના રંગને કારણે અતિ સુંદર રહ્યો. વિશ્રામસ્થાનની લીલોતરી અને તેનો ઘેરો રંગ ચિત્તાકર્ષક બની ગયાં. બહેનશ્રી મોના પટેલને તેની સુંદર તસવીર બદલ હાર્દિક અભિનંદન. બીજે પાને 'કુદરત'માં બે ઊંચા વૃક્ષો પછી ગીચ ઝાડીમાંથી પસાર થતો માર્ગ જાણે ડુંગરમાંથી ટનેલ ખોદી કાઢી હોય તેવો લાગ્યો, તેમાં રંગપૂરણીની ખૂબી આકર્ષક રહી. કાવ્યોમાં અશોક ચાવડાની રચના 'મારી' તથા કરસનદાસ લુહારની 'હું અને હું' રચનાઓ ગમી. સાહિત્યસંપર્કમાં આશિત હૈદરાબાદીએ પણ રંગ રાખ્યો. ***હરજીવન થાનકી (પોરબંદર)***

*

'કુમાર' એપ્રિલ ૨૦૧૪ના અંકમાં વિવિધ પારિતોષિક મેળવનારાઓ તમામને ખૂબ ખૂબ અભિનંદન, પરંતુ ખાસ અભિનંદન શ્રી કપિલભાઈ ઓઝાને 'કુમાર'નું આધ્યાત્મિક પારિતોષિક મેળવવા માટે! મારા મતે 'કુમાર'માં છેલ્લા કેટલાક સમયથી શ્રી કપિલભાઈ ઓઝા દ્વારા આધ્યાત્મિક જેવા ગહન વિષય પર જે શ્રેણી આવે છે તે સર્વોત્તમ છે. આ જ એક એવી શ્રેણી છે જે 'કુમાર' માટે લાયક છે. 'કુમાર'ની પ્રતિષ્ઠાને ધ્યાનમાં લઈને બાકી એક-બે ને છોડીને અન્ય લેખમાળાઓ જે ઘણા સમયથી આવે છે તેમને વિદાય કરવાની ખાસ જરૂર છે! 'કુમાર' જો એવું માનતું હોય કે 'આવતી કાલનાં નાગરિકનું માસિક' છે તો એનાં વાચકો પાસેથી એમના અભિપ્રાય માગીને જાણવા કે જે નિયમિત શ્રેણીઓ આવે છે એમાંથી કઈ બંધ કરવા જેવી છે કે કઈ ચાલુ રાખવા જેવી. 'કુમારે' કદી એ જાણવાની કોશિશ કરી જ નથી કે 'કુમાર'ના વાચકો શું માગે છે. ભારે કંટાળાજનક કેટલીક લેખમાળાઓ છે એ જવી જ જોઈએ!

***ફિરોઝ ડી. ગાર્ડ (અમદાવાદ)***

*

'કુમાર' મારું બાળપણથી સાહિત્યિક કલાનું વળગણ હતું અને આજે પણ રહ્યું છે. સામ્પ્રત 'કુમાર'માં તંત્રીની 'સરકતી જતી ક્ષણો' સ્મૃતિકથા સ્વરૂપે ક્રમશઃ પ્રગટ થઈ રહી છે ત્યારે ઈ.સ. ૧૯૬૦નો સમયગાળો યાદ આવે જ્યારે કલાગુરુ રવિશંકર રાવળના જીવનપટનાં સ્મૃતિચિત્રો આત્મકથાનક સ્વરૂપે 'કુમાર'માં પ્રગટ થઈ રહ્યાં હતાં. તેમાં ચિત્રકાર તરીકેનું ઔચિત્ય શબ્દોચિત્રો દ્વારા ઉઘાડ પામતું'તું, જે આજે પણ મારા માનસમાં તરોતાજા છે. ત્યારબાદ 'કુમાર'નાં પાનાંઓ દ્વારા શ્રી ચન્દ્રવદન મહેતાની આત્મકથા 'બાંધ ગઠરિયા' પ્રભાવિત કરી ગઈ. તેમાં જે તે સમયનાં સૂરત-સૂરતીનું આગવું ચિત્રણ હતું. ચં.ચી. મહેતા મૂળમાં નાટકના જીવ એટલે ત્યાં સૂત્રધાર સતત હાજર હોવાનું અનુભવાય. 'બાંધ ગઠરિયા'નાં પ્રસંગચિત્રો 'ચન્દ્ર'એ બખૂબી આલેખ્યાં હતાં. આ બન્ને ચરિત્રકથાઓ 'કુમાર'નાં બંધાણીઓ કદી નહીં ભૂલે.

'સરકતી જતી ક્ષણો' એ કર્તાની સાહિત્યિક લેખની બની રહો. આશા છે તેમાં જેમ જેમ આંગળીઓની રિક્તતાએ રેતી સરકતી રહેશે તેમ તેમ વીરમગામ-અમદાવાદના શિક્ષણસાહિત્યનો આછેરો ઉજાશ પ્રગટ થતો રહેશે એટલું જ નહીં તેમાં કવિલોક-બુધસભાની વિગતો મળતી રહેશે. તો તેમાં 'કુમાર'ને મઠારી સજીવન કરી નવા વાઘાઓ પહેરાવવાનું કર્તૃત્વ પણ જોવા મળશે. આગળની બન્ને આત્મકથાઓનાં પ્રાસંગિક ચિત્રો 'કુમાર'ને પાને વાચકોની નજરોને સ્થગિત કરતા રહ્યા. અહીં ચિત્રોનું સ્થાન 'ફોટો' એ લીધું. ખેર! પરિવર્તન તો આવતું જ રહે છે. જ્યારે કોઈ પોતાના ભૂતકાળને ઢંઢોળી તે ક્ષણોને શબ્દોની સચ્ચાઈમાં પરિવર્તિત કરે-મઠારે ત્યારે ભૂતકાળ વર્તમાને વાગોળાવા કેટલો તૈયાર છે તે પણ જોવાનું રહ્યું. કર્તાને ખૂબ ખૂબ અભિનંદન! ***-સવજી છાયા (દ્વારકા)***

## અસહાય / જશવંત લ. દેસાઈ

(ઉપજાતિ-વસંતતિલકા-મંદ્રાક્રાન્તા ● સૉનેટ)

પ્રબોધતાં અર્જુનને પ્રભુ, તેં
કીધું : 'ધરે જે જીવ જન્મ, અંતે
નિશ્ચિત મૃત્યુવશ, કિન્તુ નિશ્ચલ
પામે પુનર્જન્મ, ઘટે ન તેથી
મૃત્યુતણો શોક' થતાં પ્રપૂર્ણ
સંવાદ નિઃસંશય પાર્થ ઉચ્ચર્યો :
'પ્રભુ, થયો હું અવ મોહનષ્ટ'.

એ એ જ પાર્થ નિધને નિજ વત્સ કેરા
શોકે થઈ વિહ્વળ અશ્રુધારા
ખાળી શક્યો ના, ઉપદેશ તારો
ક્ષણાર્ધમાં ઝાકળ-શો અદશ્ય.

તું તો, પ્રભુ; પાર્થ અદ્વૈત શિષ્ય
ને તો ય તારો ઉપદેશ વ્યર્થ,
ઝીલે તો શી રીત વિધિતણો કારમો ઘા મનુષ્ય?

## અડવાનું આવણું / હરિકૃષ્ણ પાઠક

(દોહરા)

અડવે કીધું આવણું ગાંડા બાવળ જેમ,
જ્યાં ફાવ્યો ત્યાં તેમ - આડેધડ ઊગી ગયો.

ગામ વતી દે નોતરાં ને ચોખા મૂકતો જાય,
પંડે વહાલો થાય, અળખા કરતો અન્યને.

ભોંઠા પડવાની કદી નોબત આવી જાય,
લેશ નહીં શરમાય, નીચું જોઈ હસ્યા કરે.

મોઢે એવો મીઠડો કે ઝટ્ટ નહીં પરખાય
પણ જે જાણી જાય : સંભાળીને ચાલતા.

સાંઠીકડાં ગજવે ભર્યાં ને પડ્યે પોદળે વ્હાલ,
બોટી લે તત્કાલ, ટકે ન દાવા કોઈના.

કદી ક્યાંક પાછો પડે, ઘડતો નવલા ઘાટ,
હરવા બધા ઉચાટ-સૃષ્ટિ શોધી લે નવી.

કો'ક દિવસ સહુ કોઈને પડશે ખરી પતીજ,
પણ બોયું જેણે બીજ - મન મારીને વેઠશે.

## રંગ રસાયો / ઊજમશી પરમાર

(ગાન)

પોથી[1] રંગ્યા દાંતલડા,
જાણે દાડમ કેરા દાણા,
છુંદલડે ત્રોફેલ વીંછુડા,
રૂંવે રૂંવે ચટકાણા!
મૂળ સમી મેડીને ઝણઝણ,
ઝાંઝરીઓ ઝણકાવે,
વિછિયા[2]ની ઘુઘરીઓ રણઝણ,
રુદિયાને રણકાવે.
ઝેર સમું જો ઝીણું ઝીણું,
સઈ, મીઠાં મરકલડે,
લીલ્લેરા કૈં કાચ સમો જો,
રંગ રસાયો દલડે!

૧. દાંતને લાલ રંગે રંગવાની વનસ્પતિ.
૨. પગની આંગળીમાં પ્હેરવાની ચાંદીની ઘૂઘરીવાળી વીંટી.

## આજ અશેષને પ્હોર / યશવંત ત્રિવેદી

(ગાન)

આજ અશેષને પ્હોર વાસંતી સપના કેરી હથેળીઓમાં કોણ મૂકી જાય ગીત?
યુગયુગોનાં પર્ણોના અંતરાલની ભીતર ક્યાંક ફૂટી જાય ઝરણા જેવી પ્રીત!
કોણ શબદના જખમ થકી વેદનાને જગાડતું જતું
　　હળવે હળવે રમતું જતું રાતને છેલ્લે પ્હોર?
કોણ જાગી જાય ચૈતરની સવાર સમું આ સપના થકી
　　વિસ્મયથી ચૈતરતું જતું નયણાં કેરી કોર?
ઉદાસી લૂછતું આ આકાશ ઢોળાતું જાય સાંજુકુ
　　પંખીઓ કેરી પાંખ પે ચડી કરતું જતું શોર!
જો આજ મળી જાવ સભરતામાં તમને તમે
　　જિંદગી મળી જાય અચાનક તમને સામે છોર!
નિઃશબદ આ વહાલના દરિયા કોણ મૂકી જાય રુદિયા કેરી કોર પરે નીતનીત?
જિંદગીને બથ ભીડવા કેરી શુભ ઘડીની ધારણા ઉપર ઉંબરા લગી કોણ આવી જાય મીત?
આજ અશેષને પ્હોર વાસંતી સપના કેરી હથેળીઓમાં કોણ મૂકી જાય ગીત?

## જે થાય તે ખરું / હરીશ ધોબી

(ગઝલ)

કાંપી ઊઠી કલમ હવે જે થાય તે ખરું,
તાજા થયા ઝખમ હવે જે થાય તે ખરું.

સમજણને સત્ય હમણાં સ્પર્શીને ગયું છે
તૂટ્યા બધા ભરમ હવે જે થાય તે ખરું.

ઠોકર લગાવી આભને ફંગોળતો રહ્યો
તારા ભણી કદમ હવે જે થાય તે ખરું.

મારા સ્વભાવની કશી જ્યાં ખાતરી નથી
શાને દીધી કસમ હવે જે થાય તે ખરું.

કૈં આદર્યાં અધૂરાં બસ એમ જ રહ્યાં હરીશ
ચલ, આવતે જનમ હવે જે થાય તે ખરું.

## જાણીને આગળથી / રાજેશ વ્યાસ 'મિસ્કીન'

(ગઝલ)

પ્રથમથી કૈંજ પણ બાંધ્યું નથી મેં કોઈ સાંકળથી,
પળેપળને અલગ છુટ્ટી જ રાખી છે પળેપળથી.

બધાં અમરત કરી દે મન અચાનક ઝેરના પ્યાલા,
ખબર જ્યારે પડે છે વાત સાચી કોઈ પાછળથી.

ફકત વરસી જવા અથડાય વાદળ એકબીજાંથી,
ઘણાં વરસાદ ઇચ્છે છે અહીં આશાનાં વાદળથી.

કદી રાહત મળી'તી કેટલી એકેક અક્ષરમાં,
હવે સંતાપ કેવળ થાય છે એ એક કાગળથી.

અહીં - અત્યારમાં અમથો નથી હું જીવતા શીખ્યો,
ઘણો દુઃખી થયો છું હું ઘણું જાણીને આગળથી.

## પંખી / પરાજિત ડાભી, તમન્ના આઝમી

(ગાન)

અહીં આવીને ઊડી ગ્યાં પંખી.
કલરવનાં ઝીણેરાં ઝાંઝરને પ્હેરીને પાડી'તી પગલી બેચાર,
પાંખોને ફફડાવી ન્હાતાં'તાં ઠીબમાં એને લાગ્યો તો ટીપાનો ભાર,
ખડખડ હસતાં આ પાંદડાંની પછી કઈ વાત એને ગઈ ડંખી,
અહીં આવીને ઊડી ગ્યાં પંખી.
આઘે ઊડ્યાંનો એણે ઓગાળ્યો થાક ત્યારે આંબાની ડાળ ગઈ છલકી,
એણે ઠીલેલી ડાળ લીલેરો લ્હાવ લઈ મૂંગી રહીને ખૂબ મલકી,
કાળો દુકાળ તોય આંબાની ડાળ એના કલરવનાં ગીત રહી ઝંખી.
અહીં આવીને ઊડી ગ્યાં પંખી.

## કશું કહેવું નથી / અનંત રાઠોડ 'અનંત'

(ગઝલ)

વરસોવરસથી ભીતરે ચાલી રહ્યા ઝગડા વિશે મારે કશું કહેવું નથી,
દરરોજ ચાલે જીવ સટોસટ યુદ્ધ એ ઘટના વિશે મારે કશું કહેવું નથી.

તૈયાર થઈને હોંશથી, સામાન લઈને સૌ સમયસર નીકળ્યાં'તાં ઘેરથી,
ને સ્હેજ માટે બસ ચૂકી ગ્યાં એ બધાં સપનાં વિશે મારે કશું કહેવું નથી.

શરણાઈ લઈને એક માણસ કોઈ પણ અવસર કે આમંત્રણ વગર આવ્યો હતો,
ને ગામમાં મૂકતો ગયો એ મૌનના ભડકા વિશે મારે કશું કહેવું નથી.

મોટાં ઘરોની દીકરીની જેમ એ આવે અને એકાદ ક્ષણ જોવા મળે,
એકાદ ક્ષણના એ ખુશીના ઠાઠ ને ભપકા વિશે મારે કશું કહેવું નથી.

## અલગ

●

અશોક ચાવડા 'બેદિલ'

(ગઝલ)

એકાદ વાર થૈ શકે ચતુરાઈથી અલગ;
સચ્ચાઇ રોજ થાય નહિ સચ્ચાઇથી અલગ.

બેટી વળાવતાં વળાવી આંગણેથી મેં,
બે-ચાર ડૂસકાં રહ્યાં શરણાઈથી અલગ.

ફળિયું વધારતાં જ વેડાઈ રહ્યો છે વડ,
શૈશવ છતાં થતું નથી વડવાઈથી અલગ.

યાદોને માન જેવું કૈં હોતું નથી કદાચ,
પાછી ફરે છે છો કરું સખ્તાઇથી અલગ.

ઘરની જ ભીંત રોજ ઘરને પાડવા મથે,
ઘરમાં રહે છે ભાઈ ખુદના ભાઈથી અલગ.

## જીવન / વિરાફ કાપડિયા

(ગાન)

આ ધોધ પડે તે જીવન જી,
ને નાદ અનાહત કવિતા રે.
આ ખગ ઊડ્યાં તે જીવન જી,
ને વિના શબદ તે કવિતા રે.
આ રેતનું રણ તે જીવન જી,
ત્યાં હરણ દોડતું, કવિતા રે.
આ અંક બિછાવ્યો, જીવન જી.
ત્યાં બાળ પોઢતું, કવિતા રે.
આ સાધુ ચલ્યો તે જીવન જી,
ભરી ભભૂત અંગ તે કવિતા રે.
આ ઊતરે આરતી જીવનની,
ને બજત ઘંટ તે કવિતા રે.
આ ભુવન-માટલું જીવન જી,
ચૂપ સમય ચૂએ તે કવિતા રે.
આ નજરું જુએ તે જીવન જી.
મારું ઉર ઊજવે તે કવિતા રે.

અશ્વેત પ્રજાની ભાવનાનું ગાન કરતી લેખિકા

# માયા એન્જેલો

પ્રફુલ્લ રાવલ



'There is no greater agony than bearing an untold story inside you' - 'તમારી ભીતરની અણકથી ગાથાને સહન કરવા જેવી મહત્તર વ્યથા નથી.' એમ કહેતી માયા એન્જેલો (Maya Angelou)એ 'Caged Bird' (કેજ્ડ બર્ડ) નામક કાવ્યમાં પિંજરસ્થ પંખીના ગાનનો પ્રતીકાત્મક વિનિયોગ કરીને પોતાની વ્યથાગાથાને એમની સુવિખ્યાત આત્મકથા 'I Know Why the Caged Bird Sings' (1969)માં વ્યક્ત કરી છે. આફ્રિકન-અમેરિકન કુળનાં સર્જક માયા એન્જેલોની લેખનયાત્રા રસપ્રદ રહી છે અને એટલું જ એમનું જીવન પણ. જીવનની ચડઊતર વચ્ચે એમણે હાર માની નથી તો અનેકવિધ પ્રવૃત્તિઓ કરીને આજીવિકા મેળવી છે. વળી વિષમ પરિસ્થિતિમાં પણ લેખન-સર્જન દ્વારા ખુદમાં શ્રદ્ધાનું વાવેતર કર્યું છે અને સંઘર્ષમાંથી સંવાદિતા સ્થાપવા પ્રયત્ન કર્યો છે.

માત્ર આઠ વર્ષની વયે બળાત્કારનો ભોગ બનનાર માયાનું મૂળ નામ તો માર્ગરિટ એની જૉન્સન (Marguerite Annie Johnson). ૪ એપ્રિલ ૧૯૨૮માં સેન્ટ લુઇમાં એનો જન્મ થયો હતો. માતા-પિતાનું માયા બીજું સંતાન. એના પિતાનું નામ બેઇલી જૉન્સન (Bailey Johnson) જે વહાણમાં ડૉરમેન તરીકે કામ કરતા હતા. માતા વિવિઆન (Vivian) નર્સ હતાં. એને એક મોટો ભાઈ હતો - બેઇલી જૂનિઅર જેણે એનું નામ માયા પાડ્યું હતું. માયા ત્રણ વર્ષની થઈ ત્યાં જૉન્સન દંપતી વચ્ચે વિચારભેદ થતાં એમનું લગ્નજીવન ડામાડોળ બન્યું. ત્યારે પિતાએ ત્રણ વર્ષની આ બાળકીને એની દાદીને ત્યાં સ્ટેમ્પસમાં ટ્રેનમાં એકલી મોકલી દીધી. દાદીની આર્થિક સ્થિતિ ત્યારે બહુ સારી નહોતી. માયા અને તેનો ભાઈ ચારેક વર્ષ દાદીમા સાથે રહ્યાં. વળી બેઇલી જૉન્સને માયાને માતા વિવિઆન પાસે મોકલી દીધી. ત્યારે એનું વય આઠ વર્ષનું હતું. વિવિઆનનો મિત્ર ફ્રીમેન (Freeman) અવારનવાર ઘરે આવતો. બન્ને વચ્ચે મૈત્રી હતી, પરન્તુ એની કામુકતાનો ભોગ માયા બની. માયાએ એનાંથી એક વર્ષ મોટા ભાઈ બ્રેઇલીને આ વાત કરી. એણે પરિવારનાં સભ્યોને આ ઘટનાથી અવગત કર્યાં. ફ્રીમેન ગુનેગાર સાબિત થયો, પરન્તુ એને સજા માત્ર એક દિવસની જ પડી. છૂટ્યા પછી ચોથા દિવસે તેનું ખૂન થયું. સંભવતઃ એ માયાના કાકાએ કર્યું હતું. પરન્તુ બળાત્કારથી હેબતાઈ ગયેલી માયા પાંચ વર્ષ મૂંગી રહી. ન બોલે, ન કોઈ પ્રતિભાવ. બસ, આસપાસ જોયાં કરે. પરિવાર દુઃખી થયો. પણ કશો ઉપાય નહોતો. સ્તબ્ધતા ઘેરી વળી હતી. વર્ષો પછી માયાએ કહેલું, 'I thought, my voice killed him, I killed that man, because I told his name. And then I thought I would never speak again, because my voice would kill anyone.' ('મેં વિચાર્યું, મારા અવાજે (શબ્દે) તેને મારી નાંખ્યો, મેં તે માણસને માર્યો કારણ કે મેં તેનું નામ કહ્યું હતું. અને પછી મેં વિચાર્યું, હવે હું કદી નહીં બોલું, કારણ કે મારો અવાજ ગમે તેને મારી નાંખશે.')

આઘાતમાં મૌન થઈ ગયેલી માયાના જીવનમાં એ વર્ષો અગત્યનાં બની રહ્યાં. એની સ્મૃતિ અસાધારણ થઈ ગઈ. વાંચવાનું એને સવિશેષ રુચિકર બન્યું. સાહિત્ય તરફ રસ થવા માંડ્યો. સાંભળવાની ને જોવાની શક્તિમાં વધારો થયો. માયા વિશિષ્ટ વ્યક્તિત્વ ધરાવતી થઈ ગઈ. ફ્રીમેનના ખૂન પછી વિવિઆન અને માયા વળી દાદીને ત્યાં રહેવા ગયાં. ત્યાં શ્રીમતી બેર્થા ફ્લાવર્સનો સંપર્ક થયો. એ શિક્ષિકા હતી અને પરિવારની મિત્ર હતી. એણે માયાને



પુનઃ બોલતી કરી. એણે જ માયાને શેક્સપીઅરનો પરિચય કરાવ્યો અને ચાર્લ્સ ડિકિન્સ ને એડગર ઍલન પોના સાહિત્યની જાણકારી પણ શ્રીમતી બેર્થા ફ્લાવર્સે જ આપી. આ સર્જકોની અસર માયા પર પડી. વળી અશ્વેત કલાકારોનો પ્રભાવ પણ એણે ઝીલ્યો. એ જ્ઞાનસમૃદ્ધ થતી ગઈ. મૌનનાં વર્ષો સંચયનાં વર્ષો બની રહ્યાં. માયા એન્જેલો ચૌદ વર્ષની થઈ ત્યારે વળી માતા સાથે કેલિફૉર્નિઆ રહેવા લાગી. એ બીજા વિશ્વયુદ્ધનો કાળ હતો. માયા કેલિફૉર્નિઆ લેબર સ્કૂલમાં દાખલ થઈ. ગ્રૅજ્યુએટ થતાં પૂર્વે એ સાન ફ્રાન્સિસ્કોની શેરીઓમાં દોડતી બસમાં કન્ડક્ટર બની. સ્કૂલનાં ત્રણ વર્ષ પૂરાં કરીને એ સત્તર વર્ષની થઈ ત્યારે એક પુત્રની માતા બની હતી. એનું નામ Clyde - કલાઇડ. પાછળથી એણે પોતાનું નામ Guy - ગાઈ રાખ્યું. માયાએ એની આત્મકથા 'I Known Why the Caged Bird Sings'માં પોતાનાં જીવનનાં પૂર્વ વર્ષોની કથા-વ્યથા આલેખી છે. બસની કન્ડક્ટર બનેલી માયા જુદાજુદા વિસ્તારમાં રહી એ વર્ષોની સુખદ-દુઃખદ ઘટનાનું નિરૂપણ એ આત્મકથામાં છે. એની સંઘર્ષકથા એમાં છે. એણે અનેક કામો કર્યાં. બારમાં નૃત્ય કર્યું. રસોયણનું કામ કર્યું. શરીરસ્વાસ્થ્યની દુકાનમાં રહી. કેટલુંક ન કરાય એવું કામ પણ કર્યું. આ બધી આજીવિકાની પ્રવૃત્તિ હતી. એને પગ પર ઊભા રહેવું હતું.

માયા ત્રેવીસ વર્ષની વયે ૧૯૫૧માં ટૉશ એન્જેલો સાથે લગ્નગ્રંથિથી જોડાઈ. એ સંગીતકાર હતો તો ઇલેક્ટ્રિકનું કામ પણ કરતો હતો. ત્યારે માતાની નામરજી હોવા છતાં એણે મૉર્ડન ડાન્સના ક્લાસ શરૂ કર્યાં. ઍલ્વિન એઇલી (Alvin Ailey) અને રુથ બેકફર્ડ (Ruth Beckford)નો પરિચય થયો. માયા અને ઑલ્વિને 'Al and Rita' (ઍલ ઍન્ડ રિટા') નામનું નૃત્યજૂથ ઊભું કર્યું. આ જૂથનો પ્રચાર થયો પરન્તુ એ



સફળ ન થયું. એણે પતિ-પુત્ર સાથે ન્યૂ યૉર્કમાં રહેવાનું શરૂ કર્યું. આફ્રિકન નૃત્ય શીખવાનો આરંભ કર્યો, પરન્તુ વર્ષમાં પરિવાર પાછો સાન ફ્રાન્સિસ્કો આવ્યો. ૧૯૫૪માં એનું લગ્નજીવન ખંડિત થયું. હવે એ વ્યાવસાયિક નૃત્યાંગના બની. એણે યુરોપનો પ્રવાસ કર્યો. એ વ્યવસાયી પ્રવાસ હતો. 'પ્રોગી ઍન્ડ બેસ' (Progy and Bess') નામક સંગીતની સંસ્થા ઊભી કરી. માયા જે દેશ-પ્રદેશમાં જતી ત્યાંની ભાષા શીખી લેતી. પરિણામે થોડાં વર્ષોમાં એ વિવિધ ભાષા જાણતી થઈ ગઈ. એના નૃત્યનું સંગીત વેસ્ટ ઇન્ડીઝના લોકગીત પર આધારિત હતું. પરંપરાનું એ સંગીત લોકોને ખૂબ ગમતું હતું અને માયાનો વેપાર ચાલતો. ૧૯૫૭માં એણે એ સંગીત-આધારિત 'મિસ કેલિપ્સો' (Miss Calypso) નામક આલ્બમ પ્રસિદ્ધ કર્યું. નાઇટક્લબમાં રજૂ થયેલ એ ગીતોનું લોકોને ખૂબ આકર્ષણ હતું. એ આલ્બમ વેચાયું અને માયાને પ્રસિદ્ધિ મળી. ૧૯૫૭માં બહાર પડેલું એ આલ્બમ ૧૯૯૬માં સીડી રૂપે આવ્યું. 'બ્રોડવે રિવ્યૂ'માં એના વિષે અવારનવાર છપાતું રહ્યું અને એ ખ્યાતિના અનુસંધાને 'કેલિપ્સો હીટ વેવ' ('Calypso Heat Wave') નામક ફિલ્મમાં એણે ગીતો ગાયાં અને સંગીત નિર્દેશન આપ્યું. આમ, એનું જીવન ચાલતું હતું. ત્યાં ૧૯૫૯માં નવલકથાકાર જૅમ્સ ઓ. કિલન્સનો પરિચય થયો. એણે માયાને લેખન સંદર્ભે ન્યૂ યૉર્ક જવાનો આગ્રહ કર્યો. એ ત્યાં ગઈ અને 'હેર્લેમ રાઇટર્સ ગિલ્ડ' (Harlem Writers Guild) નામક મંડળીમાં જોડાઈ અને એની લેખન-કારકિર્દીનો આરંભ થયો. આ મંડળીના લીધે માયાને અનેક આફ્રિકન-અમેરિકન લેખકોનો પરિચય થયો. એનું લખાણ પ્રસિદ્ધ થયું. ૧૯૬૦માં માર્ટિન લ્યૂથર કિંગ, જૂનિઅરને મળવાનું થયું. એમનું ભાષણ સાંભળ્યું. તેણે અને કિલન્સે 'The Legend-ary' ('ધ લિજૅન્ડરી')નું સંચાલન કર્યું. નાગરિક હક્કો માટે લડતનો એ સમય હતો. માયા એમાં સક્રિય બની. એણે પાયાનું કામ કર્યું અને અશ્વેત તરફના અસ્પૃશ્ય ભાવ સામેના આંદોલનમાં એણે રસ લીધો. ૧૯૬૧માં એણે એબ્બી લિંકન





સાથે 'ધ બ્લૅક્સ' ('The Blacks') નાટક ભજવ્યું. એ જ વર્ષે સ્વાતંત્ર્ય સેનાની વુસુમ્ઝી મેકા (Vusumzi Maka)ની મુલાકાત થઈ. મેકા સાથે માયા અને એનો પુત્ર ગાઈ કૅરો ગયાં. મૅકાથી માયા પ્રભાવિત થઈ હતી. બન્ને વચ્ચે કુણી લાગણી જન્મી હતી, પરન્તુ માયાએ તેની સાથે લગ્ન નહોતું કર્યું. એ કૅરોમાંથી પ્રસિદ્ધ થતાં સાપ્તાહિક 'ધી આરબ ઑબ્ઝર્વર'માં સહાયક તંત્રી તરીકે જોડાઈ. એક વર્ષમાં મૅકા સાથેનાં સંબંધનો અંત આવ્યો. માયા વળી પુત્ર Guy (ગાઈ)ને લઈ Accra - અક્કરા-ઘાના પહોંચી. ગાઇ ત્યાંની કૉલેજમાં દાખલ થયો. એને ભયંકર અકસ્માત થયો જેથી ૧૯૬૫ સુધી માયા અક્કરા રહી. ઘાના યુનિવર્સિટીમાં એને વહીવટદાર - administrator-ની નોકરી મળી. દેશનિકાલ થયેલી આફ્રિકન-અમેરિકન જાતિ સાથે એણે સંબંધ કેળવ્યો. 'ધી આફ્રિકન રિવ્યૂ' ('The African Review')ના તંત્રીની જવાબદારી સ્વીકારી. એણે 'ઘાનિયન ટાઇમ્સ' (Ghanian Times) અને ઘાના રેડિયો માટે લખ્યું અને ઘાનાની રાષ્ટ્રિય નાટ્યશાળામાં જોડાઈ અભિનય પણ કર્યો. અક્કરામાં માલ્કમ સાથે મૈત્રી થઈ. ૧૯૬૫ માયા માલ્કને મદદ કરવા યુ.એસ. ગઈ જેણે નાગરિક હક્કોની સંસ્થા ઊભી કરી. જોકે ટૂંકા ગાળામાં માલ્કનનું ખૂન થયું. હવે માયાએ લખવા તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું. દરમિયાન ઉનાળામાં થયેલાં રમખાણોની એ સાક્ષી બની. એણે નાટકો લખ્યાં. ૧૯૬૭માં ન્યૂ યૉર્ક ગઈ. ત્યાં જેને એ 'મારો ભાઈ' કહીને બોલાવતી હતી તે જેમ્સ બોલ્ડવિન (Jame Boldwin)ને મળી. અન્ય મિત્ર જેરી પુરસેલે (Jerry Purcell) માયાને લખવા માટે આર્થિક સહાય પણ કરી. એની પહેલી આત્મકથાનું પ્રકાશન જેરી પુરસેલે જ કર્યું હતું. આ જ મિત્રે માર્ટિન લ્યૂથર કિંગના ખૂન પછી હતાશામાં ધકેલાઈ ગયેલી માયાને એમાંથી બહાર કાઢી. ૧૯૬૮નું એ વર્ષ એક બાજુ વ્યથાસભર હતું તો બીજી બાજુ એનાં સર્જન સંદર્ભે પણ સમૃદ્ધ હતું. એ સમયે જ એણે રાષ્ટ્રિય શૈક્ષણિક ટેલિવિઝન માટે દસ ભાગનું દસ્તાવેજી ચિત્ર બનાવ્યું, જેમાં બ્લ્યૂઝ - Blues – અર્થાત્ વિષાદયુક્ત સંગીત અને અશ્વેત અમેરિકન-આફ્રિકન વારસાને નિરૂપ્યો. માયાનું કહેવું હતું કે હજુ આફ્રિકન પ્રવાહ અમેરિકામાં વહી રહ્યા છે. પછીના વર્ષે ૧૯૬૯માં 'I Know Why the Caged Bird Sings' પ્રસિદ્ધ થતાં માયા એન્જેલોને આંતરરાષ્ટ્રિય ક્ષેત્રે નામના મળી તે એમાં નિરૂપિત સચ્ચાઈને લીધે. આ આત્મકથામાં માયાએ પોતાની કથા-વ્યથા આલેખી છે. તે જેટલી એની છે એટલી જ અમેરિકામાં રહેતી કોઈપણ અશ્વેત છોકરીની છે. જાણે માયા પ્રતીક બની ગઈ છે! કથાનું સાહિત્યિક મૂલ્ય છે માયાની અભિવ્યક્તિથી. ૧૯૭૦ના રાષ્ટ્રિય બુક અવૉર્ડ માટે તેની ભલામણ થઈ હતી. આત્મકથાનું શીર્ષક Paul Laurence Dunbar - પૉલ લૉરેન્સ ડુન્બર-ના કાવ્ય 'Sympathy' (સહાનુભૂતિ)ની ત્રીજી કડીની પ્રથમ પંક્તિ પરથી લીધું છે. જાતિગત પ્રશ્નો માયાએ આલેખ્યા છે. આ આત્મકથાને પ્રશિષ્ટ જર્મન નવલકથા 'Bildungsroman' ('બિલડુન્ગ્સરોમન') સાથે સરખાવાઈ છે. અને એ જ્યોર્જ એલિએટની નવલકથા 'The Mill on the Floss' ('ધ મિલ ઑન ધ ફ્લૉસ')નું સ્મરણ કરાવે છે. પારંપરિક આત્મકથાના સ્વરૂપથી એની સંરચના જુદી છે એ સંદર્ભે પણ આ કૃતિ વિશિષ્ટ છે. વિશ્વની અનેક ભાષામાં એના અનુવાદો થયા છે. `Gather Together in My Name' (1974) `Singin' and Swingin' and Gettin' Merry Like Christmas' (1976), `The Heart of a woman' (1981), `All God's Children Need Traveling Shoes' (1986), `A Song Flung upto Heaven' (2002) `Mom & Me & Mom' (2013) એ આત્મકથાશ્રેણીનાં અન્ય પુસ્તકો છે. છેલ્લું આત્મકથાનું પુસ્તક માયા એન્જેલોની પંચાસી વર્ષની વયે ૨૦૧૩માં પ્રસિદ્ધ થયું છે. એ પછી માયા વિશ્વની અનેક વિશિષ્ટ વ્યક્તિઓ સાથેનાં સ્મરણો આલેખવા ઇચ્છતી હતી.




માયા એન્જેલોનું 'જ્યોર્જિઆ, જ્યોર્જિઆ' ('Georgia, Georgia') એ સ્ક્રીનપ્લે સ્વિડિશ કંપની દ્વારા ૧૯૭૨માં સ્વિડનમાં રજૂ થયું. એક અશ્વેત સ્ત્રી દ્વારા લખાયેલ એ પહેલું સ્ક્રીન પ્લે હતો. એણે ૧૯૭૩માં સાન ફ્રાન્સિસ્કોમાં Paul du feu - પૉલ ડુ ફે - સાથે લગ્ન કર્યું. પછીનાં દસ વર્ષ એના જીવનનો પ્રવૃત્તિસભર સમય હતો. એ Composer - સંગીતરચયિતા - બની અને એણે ગાયક રોબર્ટા ફ્લૅક (Roberta Flack) માટે ગીતો લખ્યાં. એણે લેખો લખ્યા તો ટૂંકી વાર્તા ને કવિતાનું સર્જન પણ કર્યું. નાટકો ભજવ્યાં. ટી.વી. માટેનું લખાણ (Script) લખ્યું. વળી દસ્તાવેજી ચિત્રપટો બનાવ્યાં. એની અનિચ્છાએ પણ એ અભિનેત્રી બની. 'લુક અવે' ('Look

Mom
& Me
&
Mom
MAYA
ANGELOU

Away')માંના અભિનય સંદર્ભે ૧૯૧૩ના 'ટોની અવૉર્ડ (Tony Award) માટે એનું નામ મુકાયું હતું. ટેલિવિઝન પર ૧૯૭૭માં રજૂ થયેલી 'રૂટ્સ' ('Roots') -નામક લઘુશ્રેણીમાં એણે સહાયક કલાકારનો પાઠ (Role) ભજવ્યો હતો, જેને અનેક અવૉર્ડ મળ્યા હતા. ભરચક પ્રવૃત્તિ વચ્ચે એણે અધ્યાપનકાર્ય પણ કર્યું. મુલાકાતી અધ્યાપક તરીકે વિવિધ કૉલેજો અને યુનિવર્સિટીમાં શિક્ષણ આપ્યું. એમ પોતાના જ્ઞાનને વહેંચ્યું ને સમૃદ્ધ કર્યું. વળી અનેક યુનિવર્સિટીએ એને માનદ્ ઉપાધિ આપીને એનું સન્માન કર્યું હતું. ૧૯૮૧માં માયા એન્જેલો અને પૉલ ડુ ફે છૂટા પડ્યાં. માયા દક્ષિણ અમેરિકા આવી અને 'વેક ફોરેસ્ટ યુનિવર્સિટી' (Wake Forest University)માં એને અમેરિકન અભ્યાસ માટે આજીવન રેનોલ્ડસ પ્રોફેસરશિપ મળી. હવે તો એ શિક્ષિકા બની. એણે પોતાને પ્રિય એવા અનેક વિષયોનું અધ્યાપનકાર્ય કર્યું. ૨૦૧૧માં એણે વેક ફોરેસ્ટ યુનિવર્સિટીમાં છેલ્લો કોર્સ ભણાવ્યો અને ૨૦૧૪ના કોર્સનું આયોજન કર્યું. ૨૦૧૩માં એણે ભણાવ્યું હતું., ૨૦૦૮માં બરાક ઓબામાની રેલીમાં એણે ભાષણ આપ્યું હતું. અશ્વેત તરફનો એનો પક્ષપાત જાણીતો છે. આ માયા એન્જેલોએ ૧૯૯૩માં બિલ ક્લિન્ટનના શપથ સમારોહમાં 'ઑન ધ પલ્સ ઑવ મૉર્નિંગ' ('On the Pulse of Morning') નામક કાવ્યનો પાઠ કર્યો હતો. આ કાવ્યપાઠથી માયાની માનસચેતના વિશાળ સમુદાય સુધી પહોંચી. આ કાવ્યપાઠને ગ્રેમી અવૉર્ડ (Grammy Award) અર્પણ થયો. યુનાઇટેડ નૅશન્સની પચાસમી જયંતી નિમિત્તે એણે 'અ બ્રેવ ઍન્ડ સ્ટાર્ટ્લિંગ ટ્રુથ' ('A Brave and Startling Truth') - નામક કાવ્યનું જાહેરમાં પઠન કર્યું. આ એનો બીજો જાહેર કાવ્યપાઠ હતો. એનો ભાવ આમજનતાના હૃદયને સ્પર્શી ગયો હતો. માયાની મહેચ્છા હતી ફિલ્મના દિગ્દર્શનની. ૧૯૯૬માં એ મહેચ્છા પૂર્ણ થઈ. 'ડાઉન ઇન ધ ડેલ્ટા' ('Down in the Delta') ફિલ્મનું એણે દિગ્દર્શન કર્યું. એને ઘરેલું વસ્તુઓ અને અભિનંદન કાર્ડનો સંગ્રહ કરવાનો શોખ વર્ષોથી કેળવ્યો હતો. ૨૦૧૨માં એણે આત્મકથા શ્રેણીનું છઠ્ઠું પુસ્તક લખવાનું શરૂ કરીને પૂર્ણ કર્યું. વય વધતાં માયા એન્જેલોએ પોતાના અંગત કાગળો, લખાણો, મળેલી ભેટોનું હાર્લેમના 'સ્કૉમ્બર્ગ સેન્ટર ફૉર રિસર્ચ ઇન બ્લૅક કલ્ચર' ('Schomburg Centre for Research in Black Culture')ને દાન કર્યું. ૩૪૦ બૉક્સમાં એ વસ્તુઓ ભરી હતી. એમાં આત્મકથાની હસ્તપ્રત હતી. અનેક પત્રો ને ટેલિગ્રામ હતા. ૨૦૧૩માં આત્મકથાનું સાતમું પુસ્તક પ્રગટ થયું. જમવું કે સંગીત સાંભળવું એ જેમ જીવનની ક્રિયા છે તેમ લખવાને પણ માયા જિંદગીનો એક હિસ્સો માનતી હતી. આજીવન સંઘર્ષ કરનાર માયા એન્જેલોએ કોઈ યુનિવર્સિટીની ડિગ્રી મેળવી નહોતી, પરન્તુ એનાં લેખન-સર્જન સંદર્ભે એને ડૉક્ટરેટની માનદ્ ઉપાધિ મળી હતી. એ દાદીમા પાસે રાંધવાનું શીખી હતી. એણે 'હૅલેલુજાહ! ધ વેલકમ ટેબલ' ('Hallelujah! The Welcome Table') નામક રાંધણકળાને લગતું પુસ્તક ૨૦૦૪માં પ્રસિદ્ધ કર્યું હતું. એમાં રાંધવાના ૭૩ નુસખા (Recipes) છે. એનું રાંધણ કળાનું બીજું પુસ્તક છે : 'Great Food, All day Long : Cook Splendidly, Eat Smart' (૨૦૧૦).

વર્ષો સુધી માયા એન્જેલોએ એક જ પદ્ધતિમાં લખ્યું. એ વહેલી સવારે ઊઠી જતી અને હૉટેલના રૂમમાં દાખલ થઈ રૂમની દીવાલ પર એક પણ ચિત્ર ન રહેવા દેતી. એનું લખવાનું પૅડ પણ વર્ષો સુધી એક જ રહ્યું. પથારીમાં સૂતી સૂતી લખતી. પાસે શૅરિની બોટલ રાખતી. પાસે પત્તાંની જોડ હોય. વચ્ચે એકલી પત્તાની રમત રમે. વળી જોડે બાઇબલ રાખતી. સમાનાર્થી શબ્દકોશ (Thesaurus) સાથે જ હોય. જેનો એ વારંવાર ઉપયોગ કરતી. સાંજ પડતા રૂમ છોડી દેતી. દિવસ દરમિયાન દસ-બાર પાનાં લખતી અને સાંજ પડતાં એનું જ સંપાદન કરતી. આ કામથી એ આનંદ મેળવતી. એ અતીત વાગોળતી રહેતી. માનવીય સત્યને અભિવ્યક્ત કરવું એ એના લેખનનું લક્ષ્ય હતું. પત્તાં રમતાં રમતાં એ સ્મૃતિમાં સરી જતી અને પછી એ જ સ્મૃતિને અસરકારક શૈલીમાં શબ્દસ્થ કરતી. એણે આ પ્રક્રિયાને આમ વ્યક્ત કરી છે :




'It may take an hour to get into it, but once I'm in it ha! it's so delicious!' (એમાં પ્રયુક્ત થતાં કલાકેક લાગે, પરંતુ એકવાર હું એમાં પડી તો વાહ, એ કેવું રસાર્દ્ર છે) સત્ય કહેવામાં એ મનથી રાહત અનુભવતી. આત્મકથાનાં સાત




પુસ્તકોમાં એનાં સર્જનનું વિત્ત છે. એ જ એનું હીર છે. અનુભવનું કળાત્મક નિરૂપણ એને કર્યું છે. માયાના નિબંધોમાં એની સમજ વ્યક્ત થઈ છે. નાની વયથી એણે કવિતા લખવાનું આરંભ્યું હતું. 'The Complete Collected Poems of Maya Angelou' એ નામે એની સમગ્ર કવિતાનો સંચય પ્રસિદ્ધ થયો છે. ૧૯૭૧માં એનો પહેલો કાવ્યસંગ્રહ 'Just Give Me a Cool Drink of Water for I Diiie' પ્રસિદ્ધ થયો હતો. `Oh Pray My Wings Are Gonna Fit Me Well' (1975), `And Still I Rise' (1978) `Shaker, Why Don't You Sing?' (1983) એમના અન્ય કાવ્યસંગ્રહો છે.

સાહિત્યનાં વિવિધ સ્વરૂપો સાથે જીવનમાં સતત કાર્યરત માયા એન્જેલોનું તાજેતરમાં ૨૮ મે, ૨૦૧૪ના રોજ અવસાન થતાં અશ્વેત પ્રજાએ એમની ભાવનાને વ્યક્ત કરતી સમર્થ લેખિકાને ગુમાવી છે. પિંજરસ્થ પંખી સ્વતંત્રતા માટે ગાય છે એમ માયાએ અશ્વેત પ્રજાની સ્વતંત્રતાનું ગાન ગાયું છે. 'Caged Bird'ની અંતિમ કડીમાં માયાની ભાવના આમ વ્યક્ત થઈ છે:

*'The Caged Bird Sings*<br>
*with a tearful trill*<br>
*of things unknown*<br>
*and longed for still*<br>
*and his tune is heard*<br>
*on the distant hill*<br>
*for the caged bird*<br>
*sings of freedom'*

(પિંજરસ્થ પંખી<br>
અશ્રુથી ગદગદિત કંઠે<br>
અજાણ વસ્તુઓ વિષે ગાય છે<br>
અને શાંતિ ઝંખે છે<br>
એનો સૂર દૂરની ટેકરી પર<br>
સંભળાય છે<br>
કારણ કે એ પિંજરસ્થ પંખી<br>
મુક્તિ માટે ગાય છે.) □

**આ અંકના સર્જકો**

**અનંત રાઠોડ** : હિંમત છાત્રાલય, સિવિલ રોડ, હિંમતનગર સાબરકાંઠા-૩૮૩૦૦૧ ■ **અશોક ચાવડા** : ૩, મધુબન એપાર્ટ., ગાયત્રી જ્ઞાનપીઠ, જુના વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩. ■ **ઈજ્જતકુમાર ત્રિવેદી** : ૧, તુલસી ટેનામેન્ટ્સ, દેવરાજ નગર-૨ સામે, શહેર ફરતી સડક, ભાવનગર-૩૬૪ ૦૦૨. ■ **ઊજમશી પરમાર** : ૭૫, સમરથનગર, હાંસોલ, અમદાવાદ-૩૮૨૪૭૫ ■ **કપિલભાઈ ઓઝા** : ફોન નં. (૦૭૯) - ૨૨૮૭૧૮૧૩, ઘર : ૨૨૮૭૪૧૫૨ ■ **કિરણ ચાંપાનેરી 'સેતુ'** : ૧૦૪/૧૮૪૨, કૃષ્ણનગર, સૈજપુર - અમદાવાદ - ૩૮૨૩૪૬, ■ **કીર્તિકાન્ત પુરોહિત** : ચંદન ૨૨ નંદીગ્રામ સો નં. સિંધવાઈ માતા રોડ, વડોદરા ૦૦૪૩૯૦. ■ **કિશોર વ્યાસ** : ૬/B મહેતા સોસાયટી, કાલોલ, પંચમહાલ-૩૮૯૩૩૦ ■ **ડૉ. કેશુભાઈ દેસાઈ** : ૧૩ ઐશ્વર્ય-૧, પ્લૉટ ૧૩૨ સેક્ટર : ૧૯, ગાંધીનગર-૩૮૨૦૨૧. ■ **ગીતા મેયર** : રિટ્રીટ, શાહીબાગ, અમદાવાદ-૩૮૦૦૦૪ ■ **જલન માતરી** : નશેમન, રાયખડ દરવાજા પાસે, અમદાવાદ-૩૮૦૦૦૧ ■ **જશવંત લ. દેસાઈ** : ૨, લક્ષ્મી અપાર્ટમેન્ટ, નવયુગ હૉસ્ટેલ કંમ્પાઉન્ડ, રાંદેર રોડ, સુરત-૩૯૫૦૦૯. ■ **દિનેશ દેસાઈ** : ૩૧, મનીપુર ગ્રીન્સ બંગલૉઝ, મનીપુર વડ બસ સ્ટેન્ડ, બોપલ-ઘુમા રોડ, અમદાવાદ-૩૮૨૧૧૫. ■ **દિલીપ વ્યાસ** : કે ૪૦૬, સ્વામીનારાયણ પાર્ક ૧, વ્યાસવાડી પાસે, નવા વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩ ■ **ધીરુ પરીખ** : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯. ■ **નટુ પરીખ** : ૫૦, રચના સોસાયટી, સેટેલાઇટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫. ■ **નરેશ પ્રદ્યુમનરાય અંતાણી** : ભૂમાનિકેતન, ૨૨-બી, શિવમ્ પાર્ક, નાનાયક્ષ મંદિર પાસે, માધાપર રીંગરોડ, ભુજ-કચ્છ. ૩૭૦ ૦૦૧. ■ **નિમિષા દલાલ** : ૩૭, પિકનિક પાર્ક સોસાયટી, બીજો માળ, નવયુગ કૉલેજની પાછળ, ન્યુ અજરામર માર્ગ, રાંદેર રોડ, સુરત-૩૯૫૦૦૯. ■ **પરાજિત ડાભી** : ૉમ નમઃ સિવાય સોસાયટી પ્લૉટ નં. ૩૪/એ, ગુરુકુળ વિદ્યાલય પાસે, ફુલસર, ચિત્રા, ભાવનગર-૩૬૦૦૪ ■ **પ્રફુલ્લ રાવલ** : બી-૧૨, માધવ એપાર્ટમેન્ટ, મ્યુ. ગાર્ડન સામે, વાસણા, અમદાવાદ-૩૮૦૦૦૭. ■ **PREETY SENGUPTA** : 15, STEWART PLACE, APT.7 E, WHITE PLAINS, NY 10603 U.S.A ■ **મધુસૂદન પારેખ** : એ-૩, લિંકન ફ્લૅટ્સ, ઉત્તમનગર ટાંકી પાસે, મણિનગર, અમદાવાદ-૩૮૦૦૦૮ ■ **ડૉ. મહેબૂબ દેસાઈ** : ૩૦૨/D, રૉયલ અકબર રેસિડેન્સી, રૉયલ અકબર ટાવર પાસે, સરખેજ રોડ, અમદાવાદ-૩૮૦૦૫૫ ■ **મીતલ પટેલ** : બી-૧૦૮, આલાપ સેન્ચૂરી, પુષ્કરધામની બાજુમાં, યુનિ. રોડ, રાજકોટ-૩૬૦૦૦૫ ■ **યશવંત કડીકર** : એ-૧૨, શ્રીકૃષ્ણાટાવર, પહેળો માળ, બી.ડી. પટેલ હાઉસની પાસે, નારણપુરા, નવજીવન પોસ્ટ, અમદાવાદ-૩૮૦૦૧૪. ■ **યશવંત ત્રિવેદી** : ૩૦૧, લિબર્ટી અપાર્ટમેન્ટ્સ, ૮૦-A, ૩જે માળ, સરોજિની રોડ, વિલેપાર્લે (વેસ્ટ), મુંબઈ-૪૦૦૦૫૬ ■ **રાજેશ વ્યાસ 'મિસ્કીન'** : ૧, સરસ્વતી સોસાયટી, જૈન મરચન્ટ સોસાયટી પાછળ, પાલડી, અમદાવાદ-૩૮૦૦૦૭ ■ **રાધેશ્યામ શર્મા** : ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ-૩૮૦૦૨૨ ■ **વિજય એ. વારડે** : ૧૦ વ્હાઇટ હાઉસ, રિસાલાલેન બ્રાન્ચ કુમારશાળા સામે, ડીસા-૩૮૫૫૩૫ ■ **VIRAF KAPADIA** : 40, Parkar Road, Painsboro, NJ 08536 ■ **સુરેશ રાવલ** : 'રામકૃપા', નટરાજ નગર, યુનિવર્સિટી રોડ, રાજકોટ-૩૬૦૦૦૫ ■ **હસમુખ અબોટી 'ચંદન'** : હરિનગર-૧, કચ્છ ઓઇલમીલની સામે, માંડવી-કચ્છ-૩૭૦૪૬૫ ■ **હરજીવન થાનકી** : ૪૨, બી, સીતારામ નગર, ન્યુ એરપોર્ટ, સામે, પોરબંદર-૩૬૦૫૭૫. ■ **હરિકૃષ્ણ પાઠક** : પ્લૉટ નં. ૬૨/૨, સેક્ટર ૨ એ, ગાંધીનગર-૩૮૨૦૦૨ ■ **હરીશ ધોબી** : એલ-૪૮/૫૭૨ વિશાલ એપાર્ટમેન્ટ, બાલકૃષ્ણનગર સામે, કૃષ્ણનગર, સૈજપુર, અમદાવાદ-૩૮૦ ૦૪૫. ■ **હસુ યાજ્ઞિક** : ૧, પદ્માવતી બંગલો, ભાવિન સ્કૂલ સામે, થલતેજ, અમદાવાદ-૩૮૦૦૫૯ ■ **હેમન્ત વાળા** : ૬-A ૨જો માળ, ગિતાંજલિ સેન્ટર, સેન્ટ ઝેવિયર્સ સ્કૂલ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૪.■

ધરમપુરના ડુંગરોમાં ખોબા ગામે ગ્રામસ્વરાજના સ્વપ્નને સાકાર કરતો યુવાન ગ્રામશિલ્પી

# નીલમ પટેલ

**કિરણ ચાંપાનેરી - 'સેતુ'**

ગાંધીજી, ગાંધીવિચાર અને ગૂજરાત વિદ્યાપીઠમાંથી સારોયે સંસાર પ્રેરણા મેળવી રહેલ છે. આફ્રિકાના નેલ્સન મંડેલા હોય કે અમેરિકાના ઓબામા પણ ગાંધીજીને પોતાના પ્રેરણાસ્રોત માને છે. ગાંધીવિચારને જીવન-આચરણમાં મૂકી કેટલાય યુવાનો અને યુગલો સમાજના છેવાડે જઈ ગ્રામસ્વરાજના સ્વપ્નને સાકાર કરી રહ્યાં છે. પોતાની આખી જિંદગી એક કાર્યને સમર્પિત કરેલ છે. આવો જ એક છવ્વીસેક વર્ષનો યુવાન વલસાડ જિલ્લાના ધરમપુર તાલુકાના ખોબા જેવડા ગામ ખોબામાં જઈને બેઠો છે. એનું કામ છે ગ્રામશિલ્પીનું અને નામ છે નીલમ પટેલ. આ ખોબા ગામ આવ્યું ધરમપુરથી ૪૫ કિમી દૂર સહ્યાદ્રીની ગિરિમાળાઓની વચ્ચે. ચારે તરફ ઊંચા ઊંચા ડુંગરાથી ઘેરાયેલ ખોબા જેવા આકારમાં સોનાઈ નદીના કિનારે આ ગામ આવેલ છે. ૬૧ ઘર-ખોરડાં અને ૪૦૦ જેટલી ગામની વસતી. આપણા દેશને આઝાદ થયાંને ચોસઠ વર્ષ પછી પણ ખોબા ગામ સરકારની મોટા ભાગની સુવિધાથી વંચિત છે. બસની કોઈ સગવડ નહીં. અવલખંડી સુધી બસ જાય. પછી ત્યાંથી આઠેક કિમી. ડુંગરાળ વાટે નીચે ઊતરીએ એટલે ખોબા પહોંચાય. પ્રજાના આરોગ્ય-સુખાકારી માટે ગુજરાત સરકારે ૧૦૮ની સુવિધા કરી છે, પણ આ ગામવાસીઓ માટે તો તે સ્વપ્ન સમાન છે. કારણ ૧૦૮ તુતરખેડ સુધી જ આવે. સીધા ઢાળવાળા અને કાચા રસ્તાને કારણે ડ્રાઇવર આગળ આવવાની ના પાડી દે. ખોબાથી ગંભીર બીમારીવાળી, સુવાવડી બાઈને ઝોળી-ડોલીમાં નાખી બારેક કિમી ડુંગરો ચડાવી તુતરખેડ લઈ જવી પડે. પ્રાથમિક શાળા ખરી પણ શિક્ષકો અઠવાડિયે આંટો મારે. ગામની શાળામાં પાંચ ધોરણ સુધી શિક્ષણની વ્યવસ્થા છે. આગળ વધુ અભ્યાસ માટે ૨૫ કિમી દૂર જવું પડે છે. આવા અસુવિધાવાળા ગામને વિકાસાર્થે નીલમે પસંદ કર્યું. એકાદ વર્ષથી ત્યાં આદિવાસી ગ્રામજનોની સાથે રહી તે ગામને ઉપયોગી પ્રવૃત્તિ કરે છે.



ખોબા જેવા ગામે જઈને નીલમે ગ્રામશિલ્પીનું કાર્ય આરંભ્યું છે. ગ્રામશિલ્પીની યોજના ગૂજરાત વિદ્યાપીઠ અને પર્યાવરણ શિક્ષણકેન્દ્ર અમદાવાદની છે. આઝાદીની ચળવળ ટાણે ૧૯૨૦માં રાષ્ટ્રિય કેળવણી અને લોકમાનસના ઘડતર અર્થે ગાંધીજીએ અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠ સ્થાપેલ. આ ઉચ્ચશિક્ષણની સંસ્થાનો હેતુ નવા સમાજની રચના માટે કાર્યકરો તૈયાર કરવાનો છે. ૧૯૬૨થી ગૂજરાત વિદ્યાપીઠ કેન્દ્ર સરકાર માન્ય વિશ્વવિદ્યાલય બન્યું. તેની સાથે સ્નાતકોત્તર શિક્ષણ પણ શરૂ થયું. નઈ તાલીમમાં મસ્તિષ્ક, હાથ અને હૈયાના શિક્ષણ માટે છાત્રાલયજીવન જરૂરી છે. ગામડાનો વિદ્યાર્થી શિક્ષિત થઈ ફરી ગામડામાં જઈને બેસે તે માટે ગૂજરાત વિદ્યાપીઠ પ્રયત્નશીલ છે. તેમાં પર્યાવરણ શિક્ષણકેન્દ્રનો સહકાર મળ્યો. ૧૯૮૪માં ભારત સરકારના વન અને પર્યાવરણ મંત્રાલય દ્વારા આ કેન્દ્રનો પ્રારંભ થયો. કેન્દ્રનો મુખ્ય હેતુ સમાજના વિવિધ વર્ગોમાં પર્યાવરણ વિશે જાગૃતિ આવે તેવા શૈક્ષણિક કાર્યક્રમો વિકસાવવાનો છે. જે લોકોના કુદરતી સંપત્તિ સાથેના વ્યવહારને એવો બનાવે જેથી કુદરતી સંપત્તિનું સંરક્ષણ તેમજ સંવર્ધન થાય.

ગૂજરાત વિદ્યાપીઠ અને પર્યાવરણ શિક્ષણ કેન્દ્રની આ ગ્રામશિલ્પી યોજના હેઠળ ગુજરાતભરમાં નાનકડા ગામને પસંદ કરીને બાર યુવાન ગ્રામશિલ્પીઓએ કાર્યનો આરંભ કરેલો, જેમાં બે વર્ષ માસિક રૂ. ૫,૦૦૦ ગ્રામશિલ્પીને આર્થિક સહાયરૂપે આપવા અને પછી પોતાની રીતે પગભર થવા પ્રયાસ કરે. હાલ બાર ગ્રામશિલ્પીઓમાંથી વિજાપુર તાલુકાના પેઢામલી ગામે જલદીપ ઠાકર અને ખોબા ગામે નીલમ પટેલ ટકી રહ્યા છે.

વલસાડનું ગુંદલાવ ગામ નીલમ પટેલનું મૂળ વતન. ગૂજરાત વિદ્યાપીઠમાં અનુસ્નાતક અભ્યાસાર્થે અર્થશાસ્ત્ર વિભાગમાં જોડાયા. અભ્યાસ દરમિયાન ગૂજરાત વિદ્યાપીઠના વિવિધ કાર્યક્રમોમાં ભાગ લેતા. ગ્રામીણ વિકાસના વિવિધ કાર્યક્રમોમાં સહભાગી બનતા. અનુસ્નાતક થયા પછી તેમણે પસંદ કર્યું ગામડે જઈને બેસીને કાર્ય કરવાનું. આ માટે તેમણે ધરમપુરના આદિવાસી વિસ્તારના ગુંદિયા ગામને પસંદ કર્યું. ગ્રામશિલ્પી તરીકે બે વર્ષની અહીંની કામગીરીના અનુભવે તેમને જણાયું કે ગુંદિયા કરતા ખોબા ગામમાં કામ કરવા જવા જેવું છે, એટલે તેઓ ખોબા ગામે જઈને બેઠા.

ખોબા ગામે સમાજહૉલના જર્જરિત મકાનમાં નીલમે નિવાસ કર્યો. ગ્રામજનોના સહયોગથી મકાનને ઠીકઠાક કર્યું. ગામનાં બાળકોને મળવાનું, યુવાનો

સાથે મુલાકાત ગોઠવવાનું શરૂ કર્યું. પ્રાથમિક શાળા ખરી પણ શિક્ષણકાર્ય નામનું જ થાય. નીલમે બાળકોને સમાજહૉલ પર એકઠાં કરી શિક્ષણ આપવાનું શરૂ કર્યું. બાળકોને કુદરતના ખોળે જ શિક્ષણ અપાય. બાળકો પાસે તેમના ઘરઆંગણે વૃક્ષારોપણ કરાવાય. એક બાળક-વિદ્યાર્થી દીઠ એક વૃક્ષ. વૃક્ષને પાણી પાઈને ધ્યાન રાખી ઉછેરવાનું. વૃક્ષમાંથી ખરતાં પાંદડાં બાળકોએ ભેગાં કરી ગણવાનાં. નવાં આવતાં પાંદડાં ગણવાનાં. પાંદડાંની આ ગણતરીમાંથી સરવાળો, બાદબાકી – ગણિત શીખવાય. પ્રકૃતિના જતનની સાથે ગણિતના સરવાળા-બાદબાકી શીખવાડાય! આ ઉપરાંત બાળકોમાં શિક્ષણ અને સર્જનાત્મકતા વિકસે તે માટે વિવિધ પ્રયોગો તથા પોસ્ટકાર્ડ બનાવવાં, વાંસમાંથી રમકડાં બનાવવાં, વિવિધ રમતો રમાડવી વગેરે કાર્યો પણ ચાલે છે.

ખોબા નજીકના ગામ ખપાટિયા અને અન્ય ગામનાં બાળકો નીલમ પાસે ભણવાં આવતાં થયાં. ચોમાસામાં બાળકોને આવવાની અગવડ પડે એટલે બાળકો માટે છાત્રાલય અને ભોજનની વ્યવસ્થા ગોઠવી. વિવિધ જાતનાં ૧૨૨ જેટલાં વૃક્ષોનું વાવેતર અને જતન વિદ્યાર્થીઓ દ્વારા કરવામાં આવે છે. પર્યાવરણ જાગ્રતિ માટે શેરીનાટક, યુવાશિબિર, પોસ્ટર-પ્રદર્શન ગોઠવાય છે. ગામમાં મહિલા મંડળીની રચના કરી ગૃહ-ઉદ્યોગ અને નાણાંકીય બચત પ્રવૃત્તિનો પ્રારંભ કરેલ છે. ખોબા અને અન્ય ગામના સભ્યો દારૂથી દૂર રહે તે માટે બાળકો દ્વારા શેરીનાટક અને યુવાનો દ્વારા વ્યસન-મુક્તાર્થીના ઘરે નિવાસ કરવામાં આવે છે. સ્થાનિક ભૌગોલિક પરિસ્થિતિ અનુસાર ખોબા તથા આસપાસનાં ગામોની જમીનની તાસીર અનુસાર દેશી બિયારણની પસંદગી કરીને અહીંના ખેડૂતોને કારેલાં, ચોળી, વાલોળ, ભીંડા, ગવાર, તુવેર વગેરેના પૅકેટ ઘરે ઘરે ફરીને પહોંચાડવામાં આવે છે તથા ખેડૂતોને કીચન ગાર્ડનની સમજ અને માર્ગદર્શન આપવામાં આવે છે.

દરેક માબાપની ઇચ્છા હોય છે કે પોતાનો દીકરો ભણીગણી નોકરી-ધંધો કરી પરિવારની જવાબદારી ઉપાડે-સંભાળે. પણ નીલમની ગ્રામશિલ્પીની કામગીરી અને આજીવન ગામડામાં રહીને ગ્રામોત્થાનની પ્રવૃત્તિથી પરિવારજનોએ મોં ફેરવી લીધું. પારિવારિક સંબંધોમાં ઓટ આવી. નીલમને મન હવે તો ખોબાનાં ગ્રામજનો અને સારોયે સમાજ તેનો પરિવાર! વસુધૈવ કુટુંબકમ્! ખોબા ગામની સ્થાનિક જરૂરિયાતને ધ્યાનમાં લઈને તા. ૧૫-૭-૨૦૦૯થી 'લોકમંગલમ્' સંસ્થાની રચના કરી છે. તા. ૬-૨-૨૦૧૧ના રોજ ધરમપુરના સહ્યાદ્રીની ડુંગરમાળ, નદી, ઝરણાંનું પ્રાકૃતિક સૌંદર્ય, કુદરતના ખોળે જીવતા જીવનને અને નીલમની ખોબામાં બેસીને ગ્રામસ્વરાજ-ગ્રામસ્વાલંબનની પ્રવૃત્તિ જોવા-જાણવાનો અવસર મળ્યો. ખરેખર નવી યુવા પેઢીમાં ગાંધીવિચાર ઊગતો જાય છે! □

લઘુકથા

## વિકલાંગ અને વિકૃત

**સ્વ. ઈજ્જતકુમાર આર. ત્રિવેદી**

**એ**ક પછી એક રજૂ થતાં કાર્યક્રમથી તે જાણે ખુશખુશાલ થતો હોય તેવા હાવભાવ દર્શાવી રહ્યો હતો, પણ વાત સાવ જુદી જ હતી.

શહેરની વિકલાંગોની સંસ્થા 'પંગુમ્ લંઘયતે ગિરીમ્'નો આજે વાર્ષિકદિન હતો અને આ સમારંભનો તે અતિથિવિશેષ હતો. વિકલાંગો કે તેની સંસ્થામાં તેને જરીકેય રસ ન હતો. તે તો સુંદરતાનો પૂજારી હતો. પોતાને સંસ્થાનું આમંત્રણ મળ્યું ત્યારે ઘડીક તો તેને સુગ ચડી ગઈ હતી. આમંત્રણનો જવાબ પણ નહોતો આપ્યો પણ સંસ્થાના સંચાલિકા અલકાબહેન મળવા આવ્યાં ત્યારે તેને જોતાંવેંત તેણે આમંત્રણનો સ્વીકાર કરી લીધો...

મદારી કરંડિયાને થાપ મારે એટલે અંદરનો ભોરીંગ જેમ સળવળે તેમ અલકાબહેનને જોતાં જ તેની આંખમાં સાપો ડોલવા લાગ્યા. વિકલાંગોના વિકાસ માટે સમર્પિત અલકાબહેનને જોતાં જ તેને તો એમ લાગ્યું કે આ તો આકડે મધ અને પાછું માખી વગરનું! કાર્યક્રમની શરૂઆતમાં અતિથિવિશેષનું સ્વાગત અલકાબહેને પુષ્પગુચ્છથી કર્યું ત્યારે જ તેની કામુકતા તેની આંગળીઓમાંથી નીતરવા લાગી હતી. અલકાબહેનના સૌંદર્યથી તે અતિ પ્રભાવિત થઈ ગયો હતો. બીજે દિવસે સવારે તેણે અલકાબહેનને ફોન કરીને જણાવ્યું કે 'સંસ્થાના વિકાસ માટે તે રૂબરૂ ચર્ચા કરવા ઇચ્છે છે.' અલકાબહેને સહર્ષ આમંત્રણ આપ્યું.

સાંજના તે જવા તૈયાર થતો હતો. સફેદ થવા આવેલા વાળ રંગ્યા, સુંદર કપડાં પરિધાન કર્યાં, ઉત્તમ જાતનું સ્પ્રે છાંટ્યું અને પછી ટાઇ પહેરવા તે અરીસાની સામે જઈને જેવો ઊભો રહ્યો કે અરીસામાંથી એક અત્યંત વિકૃત માણસ તેની સામે દાંતિયા કરવા લાગ્યો!

વિકલાંગોની સંસ્થાના વિકાસ માટે તેણે માતબર રકમનો ચેક ટપાલ મારફત ન મોકલ્યો ત્યાં સુધી આમ જ ચાલ્યા કર્યું. તે કેવું કહેવાય કાં...? (લેખકની પુત્રી સુનીતાબહેન શાહ પાસેથી પ્રાપ્ત) □

સ્મૃતિ

# સરકતી જતી ક્ષણો-૫

**ધીરુ પરીખ**

હું ૧૯૫૮માં એમ.એ. થઈ ગયો. મારો નાનો ભાઈ મહેન્દ્ર પણ વિજ્ઞાન કૉલેજમાં અભ્યાસ કરવા વીરમગામથી અમદાવાદ મારી સાથે રહેવા આવી ગયો હતો. મીઠાખળી પાસેની કલ્યાણ સોસાયટીમાં અમે થોડો સમય રહ્યા. ટિફીન મગાવીએ. કયારેક ભજિયાં બનાવું કે બટાટાવડાં બનાવું. મારા વડીલ સ્વજનો પણ અમને મળવા ત્યાં કલ્યાણ સોસાયટીમાં આવે. બે રૂમના નાનકડા નિવાસને ભાડેથી લાવેલા ફર્નિચરથી શણગારેલું. અહીં રહેવા આવ્યો તે પહેલાં, અગાઉ જણાવી ગયો તે પ્રમાણે, મારા પરમ મિત્ર કાનજીભાઈ પટેલ સાથે સરદાર પટેલ કૉલોનીમાં રહેતો ત્યારે ૧૯૫૬ના માર્ચ માસમાં નાનો ભાઈ મહેન્દ્ર અહીં એસ.એસ.સી.ની પરીક્ષા આપવા આવેલો. તેનું પરીક્ષાનું કેન્દ્ર દિલ્હી ચકલા પાસે આર.સી. ટેક્નિકલ સ્કૂલમાં હતું. તેનો એક મિત્ર નરેશ પણ વીરમગામથી અહીંયાં એસ.એસ.સી.ની પરીક્ષા આપવા આવેલો. તેનો આ મિત્ર એનાં ફોઇને ત્યાં ઊતર્યો હતો. તે ફોઇની ગાડી મારા ભાઈ મહેન્દ્રને પણ તેડવા આવતી અને તે બન્ને મિત્રો આર.સી. ટેક્નિકલ સ્કૂલમાં સાથે એસ.એસ.સી.ની પરીક્ષા આપવા જતા. એસ.એસ.સી.ની એની પરીક્ષા પૂરી થતાં તે વતન વીરમગામ પરત ફર્યો.

હું અને કાનજીભાઈ તો સાથે રહેતા જ હતા. તેમના નાના ભાઈ કેવળભાઈ પણ અમારી સાથે રહેતા હતા. અમારી ટ્યૂશનો કરવાની અને ટ્યૂશનવર્ગો ચલાવવાની પ્રવૃત્તિ ચાલુ હતી. ત્યાં એક આપદા ઊભી થઈ. સરદાર પટેલ કૉલોનીના મકાનમાલિકે મકાન ખાલી કરવા જણાવ્યું. હવે કાનજીભાઈ આગળ જણાવી ગયો તે ચંદ્ર કૉલોનીમાં ભાડે રહેવા ગયા અને મેં કલ્યાણ સોસાયટીમાં બે રૂમ ભાડે રાખી, કારણ કે ત્યાં સામે જ અમારા ટ્યૂશનવર્ગો ચાલતા હતા.



ગુજરાત યુનિવર્સિટી

હું એમ.એ. ભાગ ૧માં અભ્યાસ કરું. ત્યારે ગુજરાત યુનિવર્સિટીમાં એમ.એ.ના વર્ગો ભરવા જવાનું અને સવાર-સાંજ પેલા ટ્યૂશન કલાસીસમાં વર્ગો લેવાના. તે વખતે આ ખાનગી વર્ગોમાં મારો ભાગીદાર હતો મારો વીરમગામની શાળામાંનો સહાધ્યાયી જયેન્દ્ર પંડ્યા. એ એના સંબંધીને ત્યાં રહે અને કયારેક કલ્યાણ સોસાયટીમાં મારી સાથે સમય ગાળવા પણ આવે. આમ, એમ.એ.નો મારો અભ્યાસ અને આ ટ્યૂશનવર્ગોની પ્રવૃત્તિ બરાબર ચાલતી હતી. પરન્તુ ટ્યૂશનવર્ગોની આવકની વહેંચણી બાબતે મારી અને જયેન્દ્ર પંડ્યાની વચ્ચે મતભેદ પડતાં અમે એ ટ્યૂશનકલાસ બંધ કરવાનો નિર્ણય કર્યો.



એમ.જી. સાયન્સ ઇન્સ્ટિટ્યૂટ

હવે એકલી ટ્યૂશનની આવક પર નિભાવ કરવાનો હતો. એમાં વળી જૂન ૧૯૫૬માં રજાઓ પૂરી થતાં મારો નાનો ભાઈ મહેન્દ્ર કૉલેજના અભ્યાસ માટે અમદાવાદ આવી ગયેલો. એમ.જી. સાયન્સ કૉલેજમાં એ દાખલ થયેલો અને મારી સાથે જ કલ્યાણ સોસાયટીમાં રહે. પણ મીઠાખળીમાંના અમારા ખાનગી ટ્યૂશનવર્ગો બંધ કરવાનો નિર્ણય થતાં આર્થિક પાસું સમથળ કરવાની ચિંતા આવી પડી. મેં મારા મિત્ર કાનજીભાઈને આ વાતની જાણ કરી. એમણે મને પૂરતો સહકાર આપી પેલા મીઠાખળીવાળા ખાનગી વર્ગો અમારે હસ્તક લઈ ચાલુ રાખવાનો નિર્ણય કર્યો. એમાં વળી પાછું કલ્યાણ સોસાયટીનું મારું ભાડાનું મકાન ખાલી કરવાની મકાનમાલિકે તાકીદ કરી. વળી પાછી એક ઉપાધિ ઑર આવી પડી!

આ તબક્કે પણ મિત્ર કાનજીભાઈ જ ઉપયોગી થયા. એ વહારે ધાયા અને અમને બન્ને ભાઈઓને ચંદ્ર કૉલોનીમાંના એમના ભાડાના મકાનમાં સાથે રહેવા લઈ ગયા. ચંદ્ર કૉલોનીમાં એક રૂમ અને એક રસોડું એમ બે રૂમનું એમનું ભાડાનું મકાન. એમના નાના ભાઈ કેવળભાઈ તો ત્યાં હતા જ, એમાં અમે બે ભાઈઓ એ નાનકડા નિવાસસ્થાનમાં ઉમેરાયા! ટિફીન મગાવીને જમીએ. સાથે સમય આનંદમાં ગાળીએ. એ જ ચંદ્ર કૉલોનીમાં



કે.એન. શાહ : ૧૯૬૫ થી ૧૯૮૧ ભવન્સ કૉલેજના આચાર્ય

ગણિતશાસ્ત્રના અધ્યાપક કે.એન. શાહ પણ રહેતા હતા. એ પણ આરંભમાં એકલા રહેતા એટલે ટિફીન મગાવે. રાત્રે અમે સહુ સાથે આજે એચ.એલ. કૉમર્સ કૉલેજથી પટેલ સોસાયટી તરફ જે રસ્તો જાય છે ત્યાં ફરવા નીકળીએ. ત્યારે ચંદ્ર કૉલોની પાછળ સરકારી 'સમર્પણ' કવાર્ટ્સ અને આગળ જતાં મ્યુનિસિપલ કવાર્ટ્સ બંધાયાં નહોતાં. ખુલ્લાં હરિયાળાં મેદાનો! એમાં બેસવા- ફરવાની મજા આવે. પછી તો કે.એન. શાહ નવી શરૂ થયેલી ભવન્સ કૉલેજમાં આચાર્ય બન્યા. પણ અમારો સંબંધ તો એટલો જ સહજ અને સ્નેહાળ રહેલો. અવારનવાર મળીએ અને વાતો-અનુભવો વાગોળિયે.

ચંદ્ર કૉલૉનીમાં કાનજીભાઈને ત્યાં મારા ધામા. હવે અમે મીઠાખળીમાં શરૂ કરેલા 'સિદ્ધાર્થ કલાસીસ'નો લગભગ સઘળો ભાર મારે સંભળાવાનો. વિદ્યાર્થીઓ ચંદ્ર કૉલૉનીમાં કાનજીભાઈને ત્યાં મને મળવા પણ આવે. હવે કાનજીભાઈનું રહેઠાણ તો ઉપર જણાવી ગયો તેમ નાનું. એમાં વળી એમનાં પત્ની કાશીબહેન પણ હવે બાલીસણાથી આવી અમારી સાથે રહેવા લાગ્યાં. સરસ રસોઇ બનાવે. અરે, ખુદ કાનજીભાઈ પહેલાં અમને બે ભાઈઓને ગરમ ગરમ રોટલી જમાડે! કપડાં ધોવાનું કામ પણ તેઓ પોતે જાતે જ કરે. મને જાણે સગા ભાઈ જેવો ગણે અને એથી કાનજીભાઈનાં સંતાનો મને આજે પણ 'ધીરુમામા' કહીને જ બોલાવે છે. કાનજીભાઈને ત્યાં જેમનો ઉલ્લેખ આગળ થઈ ગયો છે તે કમલા પટેલ પણ ભાષાસાહિત્ય શીખવા આવે અને કાનજીભાઈના નાના ભાઈ કેવળભાઈ કમલાબહેનના પિયર પટેલ સોસાયટીમાં ગણિત-બીજગણિતનું શિક્ષણ આપવા જાય તથા મારો નાનો ભાઈ મહેન્દ્ર તેમને વિજ્ઞાનનું શિક્ષણ આપવા જાય. વળી, કમલાબહેન પટેલ હતા અને કાનજીભાઈ પણ પટેલ તેથી તેઓ તેમને બહેન ગણે અને એ નાતે કાનજીભાઈનાં સંતાનો એમને 'કમાફોઇ' જ કહે. વળી, કાનજીભાઈનાં પત્ની કાશીબહેનને પણ કમલાબહેન સાથે દોસ્તી જામી ગઈ. આથી જ્યારે



કાશીબહેન



પ્રભાબહેન પટેલ] બે બહેનો [કમલાબહેન પટેલ

જ્યારે મળે ત્યારે ત્યારે જાતભાતની વાતોનો આનંદ લૂંટે.

પણ હવે એ ચંદ્ર કૉલોનીના ઘરમાં સંકડાશ પડવા માંડી. આથી નાછૂટકે બીજું મકાન મારે અલગથી ભાડે રાખવાની અનિવાર્યતા ઊભી થઈ. એ જ ચંદ્ર કૉલૉનીમાં કાનજીભાઈ જે મકાનમાં રહેતા હતા તેની પાછળના વિસ્તારમાં ત્રણ રૂમનો એક બંગલો ભાડે રાખ્યો. એના માલિક હતા ભાનુભાઈ પંડ્યા. પણ એ ત્રણ રૂમ અમે બે ભાઈઓ માટે તો વધુ પડે. ત્યાં જ વળી એક સવલત ઊભી થઈ. કમલાબહેન પટેલનાં નાનાં બહેન પ્રભાબહેનનાં તાજેતરમાં લગ્ન થયેલાં અને એમના પતિ નગીનભાઈ અમદાવાદમાં ભદ્ર વિસ્તારમાં આવેલી બૅન્ક ઑફ ઇન્ડિયામાં સારા સ્થાને નોકરી કરે. એ પતિપત્ની ત્યારે તેમના પિયરમાં પટેલ સોસાયટીમાં જ રહે. એમને પણ સ્વતંત્ર નિવાસસ્થાનની જરૂર હતી. એ પતિ-પત્ની બે જ જણ હતાં અને હું તથા મારો નાનો ભાઈ મહેન્દ્ર એમ અમે પણ બે જ જણ. આથી કમલાબહેન પટેલની દરમિયાનગીરીથી ભાનુભાઈ પંડ્યાનું પેલું ત્રણ રૂમનું મકાન મેં અને પ્રભાબહેને ભાગમાં ભાડે રાખ્યું. બે રૂમ અને એક રસોડું. ભાડું માસિક રૂપિયા ૮૫. પ્રભાબહેન ૫૦ રૂપિયા આપે અને હું ૩૫ રૂપિયા આપું. તેઓ રસોડું અને એક રૂમ વાપરે અને અમે બે ભાઈઓ એક રૂમમાં રહીએ. અમારો બાથરૂમ અને સંડાસ સહિયારાં. એક પરિવારની જેમ જ અમે ચારે જણ રહીએ - હું, મારો ભાઈ મહેન્દ્ર, પ્રભાબહેન અને એમના પતિ નગીનભાઈ. રાત્રે જમીપરવારી ગપ્પાં મારીએ. નગીનભાઈ લાગે ગંભીર પણ રમૂજી સ્વભાવના. આમ, અમને તે ભાડાના મકાનમાં ગોઠી ગયું.

અમારી એ એક રૂમમાં અમે બધી જ સોઇ કરી રાખેલી. ગુજરીમાંથી લખવાવાંચવા માટે માત્ર અઢાર રૂપિયાનું એક ટેબલ ખરીદેલું જે હજુ પણ અમારી પાસે છે. એક જૂનો પલંગ ખરીદેલો. દીવાલ પર લાકડાનો ઘોડો લગાવી એમાં અભ્યાસનાં પુસ્તકો ગોઠવેલાં. એક ખુરશી પણ રાખેલી. એક બર્નરનો નાનો ગૅસ-ચૂલો પણ ખરીદેલો.. રસોઇ જાતે જ બનાવવાની. એક હાંડલીમાં

દાળ ઓરી ઉપર એક તપેલીમાં ચોખા મૂકી ઉપર નાની પવાલી જેવું ઢાંકણ બંધ કરી દાળચોખા એકસાથે ચડવી તૈયાર કરી દઈએ. દાળમાં મસાલો અને તેનો વઘાર પણ મારે કરવાનો, કારણ કે મારા ભાઈને એ કશું ફાવે નહિ. રોટલી મને આવડે નહીં એટલે પ્રભાબહેન રોટલી બનાવી આપે તો વળી કયારેક કાનજીભાઈનાં પત્ની કાશીભાભી પણ રોટલી બનાવીને આપી જાય. મને ભાખરી-પૂરી બનાવતા આવડે એટલે સાંજની રસાઇની ચિંતા નહીં. પૂરીશાક કે પછી ભાખરીશાક બનાવી નાખું; તો કયારેક બહાર પણ જમી લઈએ.

એ ગાળામાં મારો નાનો ભાઈ મહેન્દ્ર જે મારી સાથે રહેતો હતો તેણે ૧૯૫૮ના જૂનનાં એમ.જી. સાયન્સ કૉલેજમાંથી ઇન્ટર સાયન્સની પરીક્ષા ઉત્તીર્ણ કરી. હવે શું કરવું? તેણે દંતચિકિત્સક બનવાનું વિચાર્યું અને દંતચિકિત્સાનો અભ્યાસ કરવા મુંબઈની સર સી.ઈ.એમ. ડેન્ટલ કૉલેજમાં દાખલ થયો. વળી, ત્યાં મેડિકલ કૉલેજમાં પ્રવેશ મળતાં મહેન્દ્ર ગ્રાન્ડ મેડિકલ કૉલેજમાં જોડાયો. હવે મારે એકલા રહેવાનો વારો આવ્યો. એમાં વળી પ્રભાબહેનના પતિ નગીનદાસની એડનની બ્રાન્ચમાં બદલી થતાં એમણે પણ વિદાય લીધી.

આમ મારે એકલા રહેવાનો અવસર આવી ચડ્યો!. પ્રભાબહેને


ગ્રાન્ડ મેડિકલ કૉલેજ - મુંબઈ

બે રૂમ ખાલી કરતાં એ બે રૂમ એક પત્રકારને થોડા સમય માટે ભાડે અપાઈ પરન્તુ એમને અન્યત્ર જવાનું થવાથી વળી પાછી એ બે રૂમ ખાલી પડી. હવે એ બે રૂમમાં એ મકાનના માલિક અને શિક્ષક ભાનુભાઈ પંડ્યા સપરિવાર રહેવા આવ્યા. એમને સંગીતનો ભારે શોખ. પેટીવાજું અને તબલાં સરસ વગાડે અને ગીતો-ભજનો ગાય. રાત્રે અમારી મહેફિલ જામે. ત્યારે વળી આ મકાન પર ઉપરનો માળ પણ બંધાયો.

ભાનુભાઈને વધારે મોકળાશની જરૂર હતી તેથી તેમણે એ મકાન વેચી નાખ્યું. નવા માલિક નીચેની ત્રણ રૂમમાં રહે અને ઉપરની ત્રણ રૂમ તથા આગળનો વરંડા બંધ કરીને એક વધુ રૂમ બનાવી તે મને ભાડે આપ્યો. અમારી બાજુની બે રૂમમાં ત્યારે દુષ્યંતભાઈ તેમનાં પત્ની અને ભાણેજ રોહિતભાઈ નાગર રહે.


ગુજરાત કૉલેજ

અમારી વચ્ચે પણ સારી એવી મૈત્રી જામી.

પણ દુઃખની વાતેય એમાં ઉમેરાઈ. આ મૈત્રીનો એક ગેરલાભ એ થયો કે ૧૯૬૦ પછી એસ.એસ.સી. ઉત્તીર્ણ કરી મારો સૌથી નાનો ભાઈ પ્રફુલ્લ અમદાવાદમાં આગળ અભ્યાસ કરવા આવ્યો અને મારી સાથે રહેવા લાગ્યો. અહીં લૉ સોસાયટી સંચાલિત કૉમર્સ કૉલેજમાં તે બી.કૉમ.ના અભ્યાસ માટે જોડાયો. પણ રોહિતભાઈ નાગરની મૈત્રીને કારણે એ તમાકુ ખાવાની લતે ચડ્યો જે આગળ જતાં જોખમકારક અને જીવલેણ પુરવાર થઈ! તો બીજી તરફ એમ.જી. સાયન્સ ઇન્સ્ટિટ્યૂટમાંથી ઇન્ટર સાયન્સ પસાર કરી ૧૯૫૮માં મુંબઈમાં ડૅન્ટિસ્ટ્રીનો અભ્યાસ કરવા ગયેલો મારો નાનો ભાઈ મહેન્દ્ર ત્યાંના વાતાવરણમાં એકલતાથી અમૂઝાતો. ત્યાં બાંદરા ખાતે પાલી હિલ વિસ્તારમાં આવેલી વૈષ્ણવ વણિક જ્ઞાતિની હૉસ્ટેલમાં રહે. ત્યાં એને માસિક શિષ્યવૃત્તિ મળે તથા ત્યાં ટ્યૂશનો કરી પોતાનો ખર્ચ નિભાવે. પછી તે ત્યાં ડેન્ટલ કૉલેજ છોડી તબીબીનો અભ્યાસ કરવા ત્યાંની ગ્રાન્ડ મેડિકલ કૉલેજમાં જોડાયો પણ અભ્યાસમાં ધ્યાન કેન્દ્રિત ન કરી શકતાં તે નાપાસ થયો. અમદાવાદ પાછો ફર્યો. અને ઝૂલોજી વિષય રાખીને ૧૯૬૦માં ગુજરાત કૉલેજમાં જૂનિઅર બી.એસસી.માં પ્રવેશ મેળવ્યો. ત્યાં બે વર્ષ અભ્યાસ કરી તે બી.એસસી. થઈ ગયો. આગળ કયો વિષય લઈ અભ્યાસ કરવો તે વિચારીને આગળ એમ.એસસી.નો અભ્યાસ કરવા એણે વડોદરા પસંદ કર્યું.

અમારા આ ચંદ્ર કૉલોનીમાંના નિવાસકાળ દરમિયાન કમલાબહેન પટેલ એલ.ડી. આર્ટ્સ કૉલેજમાં અંગ્રેજી ખાસ વિષય રાખીને સ્નાતક- અનુસ્નાતકનો અભ્યાસ કરતાં હતાં. તેઓ ૩૨ વર્ષની વયે સાઇકલ શીખ્યાં અને પટેલ સોસાયટીમાં પિતાને ત્યાંથી સાઇકલ પર કૉલેજ અવરજવર કરતાં. અંગ્રેજી વિષય અભ્યાસમાં હોવાથી તેઓ મારી પાસે અંગ્રેજી સાહિત્ય વિશે માર્ગદર્શન માટે પણ આવતાં. ત્યારે હું અને મારો નાનો ભાઈ પ્રફુલ્લ સાથે રહેતા અને હાથે રસોઇ બનાવી જમતા. કયારેક કયારેક પોતાની કૉલેજમાં ફ્રી પીરિઅડ હોય કે રિસેસ હોય ત્યારે કમલાબહેન આવીને રોટલી બનાવી જાય. અન્યથા સ્વહસ્તે સર્વે કામ કરવાનાં અને ટ્યૂશન કલાસ પણ ચલાવવાના. આમ, સ્વાશ્રયમૂલક જીવનપદ્ધતિ આગળ ધપી રહી હતી.

(ક્રમશઃ) □

## વ્રજ વહાલું રે...

કેશુભાઈ દેસાઈ

એમને સત્યાશીમું વરસ ચાલી રહ્યું છે, પરંતુ ગયે વર્ષે બાયપાસ કરાવ્યા પછી ઉંમરનો ભાર હળવો થઈ ગયો છે. નિયમિત શ્યુગર ચેક કરતા રહે છે, જાતે જ. અદ્યતન સાધનો-ઉપકરણો એમની મેળે જ આવી મળે છે, માગ્યા વગર જ. આવાં ઉપકરણ મોકલી આપનાર કે આપી જનાર પોતાની જાતને ધન્ય સમજે છે. એમના અઢળક ઉપકારોનું વળતર તો આ જનમમાં ન જ વાળી શકીએ, પરંતુ આવું નાનકડું 'જેસ્ચર' બતાવવાની તક મળી એ જ મોટી વાત છે. આખા ગુજરાતમાં બલકે દેશવિદેશમાં પથરાયેલા એમના ચાહકો અને પ્રશંસકો પોતે પણ હવે તો ઉંમરલાયક થઈ ગયા છે. સમય આટલો ઝડપથી સરી જશે એવી તો કલ્પના જ ક્યાંથી હોય ! જાણે એક યુગ પલટાઈ ગયો અને એનું ઓસાણ જ ન રહ્યું. સમય સરી ગયો છે. રહી ગયાં છે એનાં સોને મઢેલાં પગલાં. સુવર્ણકાલનું સ્મરણ પણ કેવું મીઠું લાગતું હોય છે!

'બહુ યાદ આવે છે એ બધું. પણ ગળચટી યાદો વાગોળવાથી શ્યુગર વધી જશે એમ વિચારી મન બીજી દિશામાં વાળવા કોશિશ કરું છું. ભૂતકાળમાં રઝળપાટ કર્યાનો અર્થ ખરો ? ઈશ્વરે જે સ્થિતિનું નિર્માણ કર્યું તે સહજભાવે સ્વીકારી, જે કામ સોંપ્યું તે જીવ રેડીને પાર પાડવાનો પ્રયાસ કર્યો. એમાં મહદંશે ઘણુંબધું સમુંસૂતરું ઊતર્યું તે એની જ કૃપા.' એ હળવે રહીને મનોમન એ અગોચર શક્તિ સાથે તાદાત્મ્ય સાધવાની ચેષ્ટા દાખવે છે. પોપચાં ઢાળી અંતર્મુખ બની રહે છે. ક્ષણિક સમાધિ લાગી ગઈ હોય એમ મૌન બની જાય છે.

હું એમને ઊંડા ઊતરી ગયેલા જોઈ પ્રસન્નતા અનુભવું છું. વૃદ્ધ વ્યક્તિ આટલી સમતોલ, આટલી ખુશખુશાલ પણ હોઈ શકે - એ કલ્પના જ રોમાંચક છે. એમના ચહેરા પર નવજાત શિશુની નિર્દોષતા છલકાઈ રહી છે. આખી જિંદગી રાજકારણના રણમાં રઝળપાટ કર્યા પછી માણસ આવો નરવો-ગરવો રહી શકે ખરો ? એનું પોત પીંખાઈ ન જાય? કૂડકપટ અને કોઠાંકબાડાં કૂટી કૂટીને એનું મન અને તન કાળું ન પડી જાય ? પણ આ માણસ કંઈ જુદી માટીની સરજત


માધવસિંહ સોલંકી

છે. હૈયા પર ઉંમરના ઉઝરડા જરૂર પડ્યા - અને એટલે તો છાતી ચિરાવવી પડી, પણ મન તો મધુમાલતીની કળી જેવું કોમળ હતું. એને ન ડાયાબિટીસ નડ્યો કે ન ડિમેન્શિયા ડંખ્યો!

'આ ઉંમરે તો ઘણું બધું ભૂલાઈ જતું હોય છે.' મેં એમને સરખી રીતે સંભળાય એટલા સારું થોડા ઊંચા સ્વરે કહ્યું : 'આ ઉંમરે અમેરિકાના રાષ્ટ્રપ્રમુખ રોનાલ્ડ રેગન પોતાનું નામ પણ ભૂલી ગયેલા. આપણા બાબુભાઈ જશભાઈ...'

એમણે મારા હોઠ પરથી અધૂરું વાક્ય ચૂંટી લીધું :

'બાબુભાઈની સ્મરણશક્તિ એટલે ! આપણને આશ્ચર્ય જ થાય. બોલવા માંડે ત્યારે આખેઆખું 'મેઘદૂત' સંભળાવી દે. છેલ્લી ઉંમરમાં એમની મેમરી ખલાસ થઈ ગયેલી. ઘરનાં માણસોને પણ નહોતા ઓળખી શકતા. પાણીનો ગ્લાસ ધરીને ઊભેલી પુત્રવધૂને પૂછી બેસતા : તમે કોણ છો, બહેન ? - વેરી ટ્રેજિક, વેરી પીટિયેબલ કંડિશન...'

મેં કહ્યું : 'અત્યારે આપણા ઝુઝારુ નેતા જ્યોર્જ ફર્નાન્ડિસની પણ એવી જ સ્થિતિ છે. અલ્ઝાઈમર્સ ડિસીઝથી પીડાઈ રહ્યા છે. એમને ખબર જ નથી કે હું કોણ છું, ક્યાં છું અને શું હતો ! આને જ કદાચ આપણા ફિલસૂફો 'પરમહંસ' સ્થિતિ કહેતા હશે. અમારું મેડિકલ સાયન્સ એને એક બીમારી માને છે. વધતી વય સાથે મગજના કોષો મરતા જાય છે, પરિણામે સ્મૃતિમાં ગરબડ સરજાતી હોય છે. પંચોતેર પછી તો દર પાંચ પૈકી એક વ્યક્તિ સ્મૃતિભ્રંશનો ભોગ બનતી હોવાનું તારણ નીકળ્યું છે. તમે એમાં અપવાદ છો. એનું કારણ તમારી નવુંનવું શીખવાની વૃત્તિ, સતત વાચન અને જીવન પ્રત્યેની અખૂટ શ્રદ્ધા.'

એમણે ફરી એક વાર આંખોનાં પોપચાં ઢાળી કશુંક અંદર તરફ નિહાળવાનો પ્રયાસ કર્યો.

'મને તો જીવન જેટલી જ ઈશ્વરમાં પણ શ્રદ્ધા છે. મારા પિતા શ્રદ્ધાનો વારસો આપતા ગયા છે. તમને તો ખબર છે : મૂળભૂત રીતે હું રાજકારણનો માણસ જ નથી. આપદધર્મ તરીકે મારે –

...ફંટાઈ ગયો. તેમ છતાં મેં એ રસ ટકાવી રાખ્યો. મેં પુસ્તકો ન છોડ્યાં તેમ પુસ્તકોએ મને ન છોડ્યો. ઊંચાં પદો પર રહેતાં રહેતાં પણ મેં સાહિત્યનો સંપર્ક સતત જાળવી રાખ્યો...'

'એ અમીકૂંપો તમને જન્મ સાથે સોગાત સ્વરૂપે સાંપડ્યો હતો. તમે એનો દિવ્ય કૃપા ગણીને સ્વીકાર કર્યો અને આજીવન એનું જતન કરતા રહ્યા. કદાચ એટલે જ આજે જિંદગીના નવમા દાયકાના અંતિમ ચરણમાં આટલા જીવંત, તરોતાજા રહી શક્યા છો. શબ્દ તો સંજીવની છે. તમે અડધે રસ્તે ફંટાઈ ન ગયા હોત તો મોટા સાહિત્યકાર બની શક્યા હોત.'

એમણે હરહંમેશ સાહિત્યનો સંગ કર્યો છે. એ જ એમની ભક્તિ છે, એ જ પૂજા. શબ્દની સંગતમાં એવા તન્મય રહ્યા કે એમને બીજા કર્મકાંડોમાં પડી ઈશ્વરનું પગેરું લેવાની જરૂર જ નથી લાગી. 'કદાચ...' એ સંકોચ સાથે ઉમેરે છે : 'પણ સાહિત્યકાર બની નહીં શક્યાનો મને અફસોસ નથી. દુનિયાભરના શ્રેષ્ઠ સર્જકોને માણી શક્યો એનો મને પરમ સંતોષ છે. આપણી ભાષાના ઉત્તમ સાહિત્યકારો સાથે તો ઉષ્માભર્યા સંબંધો પણ કેળવી શક્યો. પરંતુ તક મળી ત્યારે મૉસ્કોમાં ટૉલ્સ્ટૉયના ઘરે પણ જઈ આવ્યો છું. ગાઈડે એ મહાન લેખક જે સોફા પર બેસતા એ સોફો બતાવ્યો હતો, થોડો ફાટેલો હતો. ત્યાં બેસીને એમણે 'વૉર ઍન્ડ પીસ' અને 'અન્ના કેરેનીના' જેવી કાલજયી કૃતિઓનું સર્જન કર્યું હતું. પાસેની બેઠક પર મહાન રશિયન નવલકથાકાર મૅક્સિમ ગોર્કી બેસતા. બેઉ વચ્ચે કલાકો સુધી વિવિધ વિષયો પર ચર્ચા ચાલ્યા કરતી. હું એ જગ્યાને કોઈ તીર્થથી ઊતરતી ન માની શકું. ટૉલ્સ્ટૉયે જાતે બનાવેલી સાકિલ, જાતે સીવેલા જોડા... ઓહ, કેવો રોમાંચક અનુભવ હતો એ ! એક એવા મહામાનવ જેમણે મહાત્મા ગાંધી જેવા યુગપુરુષને દિશા ચીંધી હતી... આપણે કેવા નસીબદાર કે એના ઘર સુધી પહોંચી શક્યા ! મેં આખેઆખો હેમિંગ્વે વાંચ્યો, ચાર્લી ચૅપ્લીન માણ્યો છે, ચાર્લ્સ ડિકન્સ વાંચ્યો છે. પૅરિસ ગયો ત્યારે હું મોપાસાંના ઘરની મુલાકાત લઈ આવેલો. એની કબર જોવા પહોંચી ગયેલો. મને વિશ્વની મહાન હસ્તીઓના ચરણે બેસવાનું સૌભાગ્ય સાંપડ્યું એનો આનંદ અવર્ણનીય છે. ગાંધીજીને મેં દિલ્હીની ભંગી કૉલોનીમાં પ્રત્યક્ષ મળીને 'નવજીવન'નું સંપેતરું પહોંચાડ્યું હતું...'

સાહિત્યકાર બનતાં બનતાં રાજકારણી બની જવું પડ્યું એને તેઓ નિયતિનું વિધાન માને છે. મેં કહ્યું : 'તમે જીવનના સૌથી સુખદ ફરી ફરી જીવવો ગમે એવા સમયગાળાની વાત કરો!'

'પચાસથી સત્તાવન વચ્ચેનો એ સાત-આઠ વરસનો ગાળો મારી જિંદગીનો સોનેરી સમય હતો, એટલી હદે સુખદ કે એની સામે બાકીનાં બધાં વર્ષો ઓવારી દેવાનું મન થાય. કેવો ભવ્ય હતો એ સમય ! હું 'ગુજરાત સમાચાર'માં નોકરી કરતો હતો. બપોરના વધારા તરીકે ઓળખાતા 'લોકનાદ'ના બીજા પાને વિશિષ્ટ ફીચર આપવાની જવાબદારી નીરુભાઈ દેસાઈએ મારા શિરે મૂકેલી. એક સાથે અનેક મોટા ગજાના સાહિત્યકારો અને પત્રકારો સાથે પનારો પડ્યો હતો. નીરુભાઈ ઉપરાંત વાસુદેવ મહેતા, બળવંતરાય શાહ, અશોક હર્ષ, ચુનીલાલ વર્ધમાન શાહ, ગુણવંતરાય આચાર્ય, મોહંમદ માંકડ, ભૂપત વડોદરિયા...' એમની વૃદ્ધ આંખોમાં એમનો એ સુખદ સુવર્ણકાળ જુવાન થઈ ગયો. એની ગળચટી સ્મૃતિઓમાં ખોવાઈ ગયેલા માધવસિંહ કહી રહ્યા હતા : 'નારદવાણી'વાળા "નારદ"ને તો જાણો ને ? બધા એમના ટેબલ પર ભેગા થતા. ચા-નાસ્તાની જ્યાફત જામતી. 'લોકનાદ' હતું તો નાનું છાપું, પણ જોતજોતામાં એવું લોકપ્રિય બની ગયું હતું કે લોકો એની રાહ જોયા કરતા. મહેન્દ્ર મેઘાણી 'મિલાપ'ના અંકોમાં એનાં લખાણો પુનર્મુદ્રિત કરતા. વર્ષના શ્રેષ્ઠ વર્તમાનપત્ર તરીકે એમણે 'લોકનાદ' પર પસંદગી ઉતારી હતી...'

એમને એ સુખદ સમય પર જાતે જ પૂર્ણવિરામ મૂકી દેવું પડેલું એનો વસવસો હજી આ વયે પણ અકબંધ રહ્યો છે. 'મૂળે એ ટૂંકા પગારની નોકરી હતી. મહિને એકસો પચીસ રૂપિયામાં પૂરું કેવી રીતે કરવું એ પ્રશ્ન હતો. મ્યુનિસિપાલિટીની જાહેરાત બહાર પડેલી એમાં અઢીસોના પગારવાળી નોકરી હતી. અરજી કરી અને સિલેક્ટ થઈ ગયો પણ એ ડબલ પગારવાળી નોકરી મેળવતાં કેવી અણમોલ કમ્પની ગુમાવવી પડી હતી !' એમના એ સાથીઓ પૈકી ઘણાબધા પ્રસ્થાન કરી ગયા છે. છેલ્લે ભૂપતભાઈની વિદાય પછી ખાસ્સા ઉદાસ થઈ ગયેલા. શેખાદમ અને અમૃત ઘાયલ એમની સ્મૃતિમાં રણકતા

રહે છે. સર્જકોને મળવાનું એમને ખૂબ ગમે છે. ઉમાશંકર અને સુન્દરમ્ વચ્ચે બેસીને ફોટો પડાવવાની તક સાંપડી એને એ મોટું સદ્‌ભાગ્ય માને છે. તે સમયે તેઓ ગુજરાતના મુખ્યમંત્રી હતા.

એમણે ઉત્સાહથી પહેલા ખોળાની દીકરીનું નામકરણ કર્યું હતું. એ જ દીકરીની દીકરી પૂર્વીને હવે જિંદગીની જણસ લેખે ભેગાં કરેલાં પુસ્તકો - આશરે પંદર હજાર પુસ્તકો - ની લાઇબ્રેરી અર્પણ કરીને હળવાશ અનુભવી રહ્યા છે. પુસ્તકો ખરીદવાં, આવી આજાર હાલતમાં પણ પુસ્તકમેળાની મુલાકાતે જઈ ઉત્તમ પ્રકાશનો લઈ આવવાં અથવા ફોન કરીને મંગાવી લેવાં એ જાણે એક વ્યસન જેવું થઈ ગયું છે. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે મુનશીની ઐતિહાસિક નવલકથાઓની નવી આવૃત્તિ બહાર પાડી તે જાણતાંની સાથે એમની દાઢ સળકી. મને ફોન કરી એ પુસ્તકો મેળવી આપવા વિનંતી કરી. વારંવાર ઉઘરાણી કરતા રહ્યા. ગૂર્જર પ્રકાશનગૃહના કર્ણધાર મનુભાઈ શાહ સાથે સીધી વાત કરાવી ત્યારે જંપ્યા. માણસ આવીને ગ્રંથસંપુટ આપી ગયો ત્યારે રાજી રાજી થઈ ગયા. હવે આ નવલકથાઓ તો ઘણાં વર્ષ પહેલાં વાંચી જ ચૂક્યા છે પરંતુ ધૂન ચડે ત્યાં ઉપાય જ નહીં ને!

વાચનની આ ભૂખ એમને લેખક બનતા અટકાવતી રહી છે, મેં એમને પન્નાલાલનો દાખલો આપ્યો. એ બહુ ન ભણ્યા અને બહુ વાંચી ન શક્યા એટલે એમને લખવાનો વખત મળ્યો. તમને તમારું ભણતર અને વાચન વેરી થયાં.

એમને હરહંમેશ એમ જ લાગ્યાં કર્યું છે કે દુનિયામાં ઉત્તમ લખનારા એટલું બધું લખી ગયા છે કે એક જિંદગી એ વાંચવા માટે ઓછી પડે. 'તમે બધા લેખકો છો, એમાં મારા જેવા માણસે ન લખ્યું તો કયો મોટો ફેર પડી જવાનો છે ? હા, હજી વાંચવાલાયક ઘણુંબધું વાંચવાનું રહી ગયું છે, એટલો વસવસો જરૂર રહ્યા કરે છે. જુઓ, હમણાં ભર્તૃહરિનાં શતક વાંચું છું. એના પહેલા જ શ્લોકે મારી શંકાનું સમાધાન કરી દીધું છે : ઈશ્વરને ભજવો પણ હોય તો કયા સ્વરૂપે ભજવો? રામ અને કૃષ્ણનાં જે ચિત્રો જોઈએ છીએ એ તો આપણા જેવા માણસોએ ચીતરેલાં છે. ભર્તૃહરિ ઈશ્વરના સર્વવ્યાપી રૂપની પ્રતિષ્ઠા કરે છે અને શાંત તેજસ્વરૂપ પરમાત્માને વંદન કરે છે - 'નમઃ શાન્તાય તેજસે.' એમની આ સમજણ મને સ્પર્શી ગઈ.' મેં કહ્યું : 'સ્વામી સચ્ચિદાનંદજી એના દરેક પ્રવચનની શરૂઆત એ જ શ્લોકથી કરે છે. વળી એ વારંવાર કહે છે : મેં ઈશ્વરને જોયો નથી, પણ એની કૃપા વારંવાર અનુભવી છે. શું એવી જ કૃપાનો આપણને પણ અવારનવાર અનુભવ નથી થતો?'

એ હસ્યા. "જરૂર થાય છે. હમણાં તો એક દિવસ યમરાજાના પાર્ષદ સુવર્ણ સિંહાસન પર બિરાજમાન થઈને આવ્યા. સાથે એવી જ બીજી સોનાની ખુરશી : 'ચાલો, સમય પૂરો થઈ ગયો છે. તમને તેડી જવા આવ્યો છું !"

એમણે સ્વપ્નની ખુલાસાબંધ વાત કરતાં ઉમેર્યું : 'આપણને ડર બતાવાતો રહે છે એવા એ જમ નહોતા, અત્યંત સૌમ્ય, મૃદુભાષી અને વિવેકી પાર્ષદ લાગ્યા.

'સ્વર્ગમાં લઈ જવા માટે યમરાજા ક્રૂર જમડાઓને થોડા મોકલે ? એમને પણ નીતિમય જીવન જીવનાર નેતાનો મલાજો તો રાખવો પડે ને !' મેં કુતૂહલવશ પૂછી નાખ્યું : 'સપનું લગભગ કેટલા શુમારે આવ્યું હતું, યાદ ખરું?'

માધવસિંહભાઈ હસ્યા : "તમે સપનાં સાચાં પડે એમ માનો છો ખરા ?' અને પછી ગંભીર થઈ ઉમેર્યું : 'હું તો તદ્દન તૈયાર થઈને બેઠો છું. તેડું આવે તો ક્ષણનોય વિલંબ કર્યા વગર ઊપડી જવામાં લેશ પણ દુઃખ ન અનુભવું. હસતાં હસતાં નીકળી પડું... અને સપનું લગભગ સવારના ચારેક વાગ્યાના શુમારે આવ્યું હતું. સાંભળ્યું છે : સવારના પહોરમાં આવેલું સપનું સાચું પડતું હોય છે!'

મેં એમને વાર્યા : 'તમારું સપનું વિજ્ઞાન સાચું નહીં પડવા દે. લખી રાખો : તમે શતાયુ થવાના !'

એમણે બાયપાસ સર્જરી કરનારા ડૉક્ટરના શબ્દો યાદ કરતા કહ્યું : 'ડૉક્ટર તો કહેતા હતા : તમને પચીસ વરસની લીઝ મળી ગઈ ! બાયપાસ પછી લોકો વીસ-પચીસ વરસ તો આરામથી ખેંચી કાઢતાં હોય છે.'

એમની પ્રબળ જિજીવિષા આગળ યમરાજ પણ નહીં ટકી શકે એ નક્કી. 'એવી ઉતાવળ પણ શું છે ? હજી તો તમારે કેટલું બધું વાંચવાનું બાકી રહી ગયું છે !' મારી કૉમેન્ટ એમને જરૂર ગમી હશે કારણ કે મૂળભૂત રીતે એ વ્રજના માણસ છે, વૈકુંઠના નહીં જ નહીં... □

# સંગીતાચાર્ય પંડિત વાડીલાલ શિવરામ

ગીતા મેયર

છ દશકા વહી ગયા છતાં હમણાં જ બની રહ્યું હોય એમ લાગે છે.

બપોરે સાડાચાર વાગે, છીંકણી રંગનો ડગલો પહેરેલો, માથે કપાળ ઉપર નમી પડેલી કાળી ટોપી, પુસ્તકની અંદર માથું ઘૂસી ગયેલું એવા મારા પરમ પૂજ્ય અને અત્યંત પ્રિય ગુરુ પં. વાડીલાલભાઈને ઝડપી ચાલે બારીમાંથી સામેથી આવતા જોઉં છું. જાણું ન જાણું ત્યાં તો તે ઉપર પહેલે માળે, મારા ઓરડામાં આવીને ગાલીચા ઉપર ટટ્ટાર બેસી ગયા છે. એક બાજુએ ચાંદીનું કાળી દોરીવાળું જૂની ઢબનું ગોળ ઘડિયાળ છે તે તીક્ષ્ણ નજરે જોઈ રહે છે. તંબુરો મેં મેળવેલો છે પણ તંતો તંત મળે નહીં ત્યાં સુધી તે શાંતિથી રાહ જુએ છે. શ્રી ગોવિંદરાવ બુરહાનપુરકર તબલાં મેળવે છે. અમારી તાલીમ શરૂ થાય છે. શરૂઆતનાં વર્ષોમાં સાડાપાંચને ટકોરે તે સમાપ્ત થાય છે.



આ જ પ્રમાણે સવારે એક કલાક પલટા, ચલન અને બંદિશોની તાલીમ અને રોજનો એક કલાક શાસ્ત્રના અભ્યાસમાં. આવાં આઠ વર્ષ. પહેલાં ત્રણ તો સંગીતમાસ્તરોને હાથે બેસી ગએલી ગળાની એબો સુધારવામાં ખપી જાય છે. પછીનાં વર્ષોમાં કંઈક સાધ્ય થવા લાગે છે ત્યાં કેન્સરની બીમારીથી એમનું મરણ થાય છે. 'સંગીત નહીં તો જિંદગીની મોજ નહિ' એ તેમના ઉદ્‌ગારનો અર્થ એમને તો દીવા જેવો દેખાયો હશે પણ મને તો એમના વિનાના અંધકારમાં સમજાયો.

ઉત્તર અવસ્થામાં સંગીતની મેં ફરી મહેનત શરૂ કરી ત્યારે તેમણે રોપેલાં બીજનાં કંઈક ફણગા ફૂટ્યા હોય એમ લાગ્યું. લાંબા કાળનો અંધકાર અમાસમાં ઝગમગતી દીવાળી જેવો બનવા માંડ્યો. મને યાદ આવે છે એમનું પાતળું, આકુળ અને કંઈક વિકૃત ચેષ્ટાઓ કરતું શરીર અને રુંવાં ઊભાં કરી દે એવા અસાધારણ ચમત્કારિક સ્વરો તથા રાગના ટુકડાઓ-વાક્યો. આ જ તેમનું ગાયન. કેટલું સરળ, કેટલું આડંબરરહિત અને તેથી જ કઠિન અને તાદૃશ કરવું મુશ્કેલ. તેનો કસબ સ્વરનાં સ્થાનો અને રાગોના ટુકડાઓનો અથવા ચલનનો, જેને પંડિત ભાતખંડે right into notation અને right syntax કહેતા.

'ગગ પપ થયું એટલે ગાયન થયું' એમ વાડીલાલભાઈ વારંવાર કહેતા અને આ વાક્યનો અર્થ એવી રીતે સમજાવતા કે હિન્દુસ્તાની સંગીતમાં સ્વરો સ્વતંત્રપણે એટલે કે રાગના ટુકડાઓથી અલગ પાડીને ગાવાના નથી. એક જ રાગમાં જુદી-જુદી સ્વરસંગતિને કારણે સ્વરનું સ્થાન બદલાય છે. રાગના 'ખાંચાખૂંચા' એટલે કે તેની વાક્યરચના બરોબર બેઠી હોય ત્યારે જ રાગ જીવંત બને છે - તેમાં જાદુ પેદા થાય છે. સેંકડોવાર ગાઓ છતાં રમણીય લાગે છે.

રાગનાં સ્વરસ્થાનો અને ટુકડાઓ પરંપરાગત ઘરાણેદાર બંદિશોમાં સચવાયેલા હોય છે. આ કારણથી બંદિશોની તાલીમ જેને નાયકી કહેવાય તેને વાડીલાલભાઈ અત્યંત મહત્ત્વની માનતા. એને જ સાચું વિદ્યાદાન સમજતા.

આવી નાયકીની ગાયકી ગોઠવેલી નહીં પણ ગાયન સમયે તત્કાળ સૂઝેલી હોવી જોઈએ. ગાયકી એ અનુકરણનો નહીં પણ અંતઃસ્ફૂર્તિનો વિષય છે. ચીજેચીજે તે બદલાય એટલે વાડીલાલભાઈની ગાયકી એકરંગની નહીં પણ અનેક રંગની. આવી સુસંગત ગાયકીનો ખયાલ કોઈ ઉસ્તાદ શાગીર્દને ઉદાહરણથી આપી શકે પરંતુ તે શીખવી શકે નહીં. ઉપરાંત અવાજ સૂરમાં હોય તો જ ગાયન સૂઝે એમ પણ તે કહેતા. ગાયકી શીખવવી એટલે વિદ્યાર્થીને સૂરમાં આણવો, તેને અટકતા શીખવવું, સુસંગત-વિસંગતની સમજ આપવી.

સંગીતમાં કળા અને શાસ્ત્રનું મહત્ત્વ સરખું છે. 'શાસ્ત્ર દીવો છે. ખાડામાંથી પડતા બચાવે છે.' કળાનું શાસ્ત્ર લક્ષ્યપ્રધાન એટલે કે પ્રચારને અનુલક્ષીને છે. તેથી તે કળાને જકડી નાંખતું નથી. જેઓ સંગીતમાં શાસ્ત્ર અને કળાનો વિરોધ જુએ છે તેઓની માન્યતા અજ્ઞાનભરેલી છે.

પ્રાચીન શાસ્ત્રો પરત્વે પુરાવા વગર કોઈપણ મંતવ્ય સ્વીકારવું નહીં એવી વાડીલાલભાઈની દૃઢ માન્યતા હતી. હવાઈ કિલ્લા બાંધવા, વાયકાઓને અંધશ્રદ્ધાથી છણ્યા વગર સ્વીકારી લેવી એના કરતાં અમુક ઐતિહાસિક અને શાસ્ત્રીય પ્રશ્નોનો પાયેદાર સામગ્રીને અભાવે ઉકેલ થઈ શકતો નથી એમ કહેવું વધારે પ્રામાણિક છે એમ તે માનતા. તેથી જ સામવેદનું સંગીત, ભારતની શ્રુતિઓ તેમજ શાર્ઙ્ગદેવનું ગાયન-વાદન કેવું હતું વગેરે પ્રશ્નો ઉપર મત આપવાનું તે સાહસ કરતા નહીં.

આજકાલનો સમાજ ચંચળ અને છીછરો છે અને કળામાં પણ તેવી જ અપેક્ષા રાખે છે એવો તેમનો અનુભવ હતો 'કલાની ઉચ્ચ-નીચતા તેમાં રહેલા ગાંભીર્યથી સ્થપાય છે.' એવું મૂલ્ય આંકતા વાડીલાલભાઈ આપણા પરંપરાગત સંગીતનું ગાંભીર્ય વેડફી નાખવા ખુશી નહોતા. આ ટેક એમણે છેલ્લે સુધી સાચવી અને તેમ કરવામાં એમણે ખોટું કર્યું એમ કોણ કહેશે ? □

# સુધારકયુગના મૈત્રીસંબંધો

**કિશોર વ્યાસ**

દલપતરામ પાસે કાવ્યનો અભ્યાસ કરનારા મહાસુખરામ ત્રિવેદી આ સમયના એક નોંધપાત્ર કવિ છે. એમના દીપોત્સવીનો હર્ષ યા 'દિવાળી' નામના કાવ્યસંગ્રહમાં દિવાળીના તહેવારનું સુંદર વર્ણન છે. દિવાળીમાં દીવાઓની પુષ્કળ મેશ થાય છે એનું શું કરવું એ દિવાળીને મન પ્રશ્ન છે ત્યારે કવિએ એનો ઉપાય ચીંધ્યો છે :

*કવિ કહે કામની તું કંટાળે શું કાજળથી*
*મોંઘે મૂલે શોધ્યું એ તો હાથમાં ન આવશે.*

આમ કહી રાજદ્રોહી, ગુરુ અને મિત્રના દ્રોહી, દેશનું હિત કરનાર એ સૌને કાજળ લગાડવા કામ આવશે. એ પછી જ થોડું કાજળ રહેશે તે વરરાજાને પરણાવવા જતી વેળાએ ગાલે ટપકું કરવા તો જોઈશે ને? એવો સરસ તર્ક કરે છે.

**નવલરામ** (૧૮૩૬-૧૮૮૮) નર્મદના સમવયસ્ક અને નિકટના મિત્ર હતા. તે અરસામાં મહારાજ લાયબલ કેસ ચાલતો હતો. નવી જાતના રણજંગમાં ઊતરવા એ દૂર સુધી સંભળાય એવી હાકો મારતા. આ કેસના પડઘા સમગ્ર ગુજરાતમાં પડી રહ્યા હતા. સુધારાવાળા શેઠિયાઓએ મુંબઈના રસ્તે 'ગોફ્તાર અને પ્રકાશ'માં ૧૮૬૨ના સપ્ટેમ્બરમાં જાહેરખબર છપાવી લાયબલ કેસ બાબત ઉત્તમ કવિતા લખી મોકલનારને રૂ. ૨૫૦નું ઇનામ જાહેર કર્યું. ખૂણે પડેલા નવલરામે ૨૫૦ પાનાં ભરીને આ કવિતા લખી મોકલી. એ સાથે 'માઈ ડીઅર નર્મદ' સંબોધન કરીને નર્મદને અંગ્રેજીમાં કાગળ લખી પોતાનો આ પ્રથમ સરસ્વતીપ્રસાદ પ્રસિદ્ધ થાય ત્યારે એ રસિક કવિને અર્પણ કરવાની માગણી કરી. જૂની સ્કૂલનો અસ્ત અને નવીનો ઉદય જગતને જાહેર કરનાર પ્રથમ પરીક્ષક રૂપે આગળ આવવાનો અભિલાષ ઉત્સાહથી કવિને જણાવ્યો; પણ મિત્ર નર્મદે નવલરામના ઉત્સાહને પારખ્યા વિના એના પર ઠંડું પાણી રેડતાં લખ્યું, 'મને નવાઈ લાગે છે કે તમને આટલું બધું લખવાને ફુરસદ ક્યાંથી મળી? આવા નિરસ વિષય ઉપર તમને લખવું સૂઝ્યું ક્યાંથી?' અર્પણની બાબતમાં કવિ લખે છે, 'ગૌંદરે ભેંસ ને ઘેર ઝડકા જેવું તમે કરો છો. પરિણામ જણાયા વિના અર્પણ કેવું?' પોતાની કવિતાનું શું થશે એ વિમાસણમાં નવલરામે સાડાસાત મહિના સુધી રાહ તો જોઈ અને આખરે અધીરા થઈને નવલરામે દફ્તર આશકારા પ્રેસના મિ. બેરામજીને પત્ર લખ્યો. પરીક્ષકોએ નવલરામને અર્ધું ઇનામ આપવાનો ઠરાવ કર્યો. આ ઇનામને નવલરામે કબૂલ કર્યું નહિ. ઇનામ આપનાર પર આક્રોશ ઠાલવતો એક લાંબો પત્ર લખી કાઢ્યો અને જે પહેલાં 'માઈ ડીઅર' હતો એ નર્મદે મિ. નંદશંકર લાલશંકર દવે એમ કહીને પત્રનો ઉત્તર વાળ્યો. ૧૮૬૭માં સૂરતમાં ટ્રેનિંગ સ્કૂલના હેડમાસ્તરની જગ્યા ખાલી પડતા નવલરામને આશા બંધાઈ પણ એ જગ્યા નંદશંકરને મળતા 'હું તો ત્યાંનો ત્યાં જ રહ્યો' એમ શિક્ષણખાતાના વડા અંગ્રેજ ગ્રાંટને એમણે નિરાશાના સૂરે લખ્યું હતું. નવલરામની રાજકોટ ખાતે બદલી કરાઈ તે પણ એમને ગમ્યું નથી. પોતાના પરમ મિત્ર જગન્નાથને લખે છે, 'ડાહ્યો દીકરો દેશાવર ભોગવે એ ન્યાયે દાક્તર બ્યૂલરે મારી કદર બૂજીને મને તમારા કાઠિયાવાડમાં કાઢ્યો છે અને અહીંયા હું વેરી ડલ લાઇફ ગાળું છું. હું જાણું છું કે રાજકોટને ડલ હું કહું તો મારી સાથે તમે એકમત નહીં થાવ. પણ અહીંયા કંઈ જાહેર મંડળી કે સભા કે એમાંનું કાંઈ જ નથી. અને જો થોડાક મિત્રોને મળવાહળવાનું ન હોત તો એક દિવસ પણ ગાળવો કઠણ થાત.' (સ્વ. સાક્ષર નવલરામનું જીવનવૃત્તાંત: ગોવર્ધનરામ ત્રિપાઠી. સં. રમણલાલ જોશી. પ્રકા. એન. એમ. ત્રિપાઠી, ૧૯૬૬).

નંદશંકર નવલરામને ન્યારો પુરુષ ગણાવે છે. સુધારાનો પાસ એને સચોટ લાગેલો. એમનામાં રહેલ નિરીક્ષણશક્તિની સચોટતાના નંદશંકર પૂજક હતા. મધુકર પેઠે રસમય વસ્તુ ચૂસી તેમાંથી મધુનું આસ્વાદન કરાવવાની નવલરામની રીતિના તેઓ ગુણગ્રાહક રહ્યા છે. 'ગુજરાત મિત્ર' નામના વર્તમાનપત્રમાં નવલરામ અને નંદશંકર લખતા. સુધારકોના મતો જાહેર કરવાનું આ એક સબળ સાધન તે વખતે હતું. વિનાયક મહેતા નોંધે છે કે 'નવલરામે ધારણ કરેલાં ચશ્માંએ દૂરબીનની પણ ગરજ સારેલી. એમને પહેલેથી જ સંશય આવેલો કે તે સમયનો મસ્તાની જુસ્સો લાંબો પહોંચી શકવાનો નથી.' નંદશંકર આ દૂરંદેશીભર્યાં લખાણોને વાંચવાની સૌને ભલામણ કરતા. 'કરણઘેલો' પરની સમીક્ષા નવલરામે 'ગુજરાતમિત્ર'માં કરી ને જ્યારે 'વીરમતી' નાટક નવલરામે લખ્યું ત્યારે નંદશંકરે એનું અવલોકન લખેલું. એ કૃતિમાં ધર્મ બાબત જે વાદવિવાદ છે તે નાટકને છાજતો નથી પણ નવલકથાને છાજે એવો છે એવી ખામી કાઢવાનું પણ તેઓ ચૂક્યા નથી. નંદશંકર આ કૃતિ બાબતે કહેતા કે 'જમાનાના ચિતારરૂપે પાત્રોને રસિક અને સ્પષ્ટ આલેખવામાં મને તો 'વનરાજ ચાવડા' કરતાં 'વીરમતી' નાટક વધારે ગમે છે. નવલના અંતરમાં જ્યારે કાવ્યઊર્મિઓ ઉછાળા મારી રહી હતી ત્યારે તેમનો સલાહકાર ક્યાં ભરાઈ બેઠો હતો કે એણે ઈશારો સરખો ન કર્યો કે નવલ તું ભૂલ કરે છે હોં! નવલકથા લખ, નાટક નહિ. નાટકથી માણસના મન ઉપર વધારે સચોટ અસર થાય છે. એ ખયાલથી જ નર્મદે અને નવલરામે પોતાના મનનાં વલણ વિરુદ્ધ એ દિશામાં કોશિશો કરેલી.'' નંદશંકરના આવા મતમાં આ બંનેની સાહિત્યપ્રવૃત્તિનું સચોટ

મૂલ્યાંકન છે.'

સુધારકયુગના જામનગરનિવાસી પ્રતાપરાય માંકડ નામના કવિએ ત્રણ વર્ષની વયે શીતળાના રોગથી આંખો ગુમાવી હતી. મિત્રોની સહાયથી જ્ઞાન મેળવી એમણે મનોરંજક 'પ્રતાપકાવ્ય' નામે એક કાવ્યસંગ્રહ આપ્યો છે. સાવ સામાન્ય કક્ષાનાં આ કાવ્યોમાં પહેલા ભાગમાં ઈશ્વરસ્તુતિ, બીજા ભાગમાં ઉપદેશ અને નીતિવિષયક કવિતા, ત્રીજા ભાગમાં ઋતુ, સ્વદેશાભિમાન જેવા વિષયો વણી લેવાયા છે અને ચોથા ભાગમાં રાગમાં ગવાય એવાં કાવ્યો છે. મહત્ત્વની વાત તો મિત્રોની સહાયથી અભિવ્યક્તિ સુધી પહોંચેલા આ કવિનો પુરુષાર્થ છે.

આમ, સુધારક યુગમાં મિત્રોએ જે વહેમ, રૂઢિઓના કોટ-કાંગરાઓને તોડી પાડ્યા તેમાં મિત્રોની ભૂમિકા કેન્દ્રમાં રહી છે. સાથે રહીને વિચારભેદો હોવા છતાં સુધારાનું કામ છે એમ માનીને સાથે ચાલ્યા છે. એકબીજાની પ્રવૃત્તિમાં સહકાર આપ્યો છે. સુધારકોને સમાજ સામે કેવળ લડવાનું જ ન હતું, આત્મિક પ્રગતિ પણ સતત સાધતા રહેવાની અનિવાર્યતા એ સૌએ પ્રમાણી હતી. સુધારાનો કડખેદ બનવાની સાથે નર્મદે એકલાયે આપણી ભાષાનાં કેટકેટલાં નોખાં કામ કરી બતાવ્યાં! એ સૌમાં કુટુંબની તેમ મિત્રોની હૂંફ પણ જોઈએ. કરસનદાસ મૂળજીએ વિધવાવિવાહ વિશે નિબંધ લખ્યો જાણી કાકીએ આશ્રય આપવો બંધ કર્યો. ઘરબાર વિનાના કરસનદાસ એકએક પગથિયું ચઢતા જઈ સ્મરણીય કામો પાર પાડી શક્યા. એમાં મિત્રોનો પણ ખરા દિલથી સહકાર રહ્યો. આમ, સુધારક યુગની મૈત્રીએ નવાં સોપાનો સર કરી ગુજરાતને અર્વાચીન ભૂમિકાનો સુપેરે પરિચય કરાવ્યો.

સંદર્ભ :


ઉત્તર નર્મદચરિત્ર: નર્મદ, ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ, ૧૯૩૯

કવિજીવન : નવલરામ જ. પંડ્યા, સં. રમણલાલ જોશી. પ્રકા. એન. એમ. ત્રિપાઠી, ૧૯૬૬

ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ, ભાગ-૩ - સં. ઉમાશંકર જોશી, અન્ય: ગુજરાતી સાહિત્ય પરિષદ, ૧૯૭૮

નંદશંકર જીવનચરિત્ર : વિનાયક મહેતા, સં. ભૂપેન્દ્ર બા. ત્રિવેદી, આદર્શ પ્રકા. અમદાવાદ. આ. ચોથી. ૨૦૦૧

મહીપતરામ ગ્રંથાવલી ખંડ : ૧ - સં. રમેશ શુક્લ, ગુજરાત સાહિત્ય અકાદમી ૨૦૧૧

મારી હકીકત : નર્મદ. સં. રમેશ શુક્લ, નર્મદ યુગાવર્ત ટ્રસ્ટ, સૂરત ૧૯૯૪

વીર નર્મદ : વિશ્વનાથ ભટ્ટ, કૌમુદી કાર્યા. વડોદરા, આ. બીજી, ૧૯૩૬

સ્મરણમુકુર : નરસિંહરાવ દિવેટિયા, ગૂર્જર આ. બીજી. ૧૯૫૪

સ્વ. સાક્ષર નવલરામનું જીવનવૃત્તાંત : ગોવર્ધનરામ ત્રિપાઠી. સં. રમણલાલ જોષી. પ્રકા. એન. એમ. ત્રિપાઠી, ૧૯૬૬


## પચ્ચીસ વર્ષે - ૧૮


**પ્રફુલ્લ રાવલ**


પરમ પૂજ્ય બા,

ગરમીએ માઝા મૂકી છે. ધરતી તપી તપી જાણે બરડ થઈ ગઈ છે ત્યારે પ્રહ્લાદ પારેખના ગીત 'ધરતીનાં તપ'ની અનુભૂતિ જાણે તાદૃશ થાય છે. જોકે 'આંખોની વીજ એની ઝબૂકી કહીં?' એ પંક્તિ કોઈ જુદા લોકમાં લઈ જાય છે. એટલો સધિયારો. બાકી, સિવાય તાપ કશું નથી - બહાર કે અંદર. બહારનો તાપ વેઠું છું અને કહીને હળવો પણ થાઉં છું જ્યારે અંદરનો તાપ તો કેવળ વેઠવાનો જ રહે છે. બપોરે બહાર નીકળું છું ત્યારે સૂર્ય જાણે લાલ કીડીની જેમ ચટકા ભરે છે. રસ્તા પર વાહનો દોડ્યાં કરે છે. કામગરા જનોની પ્રવૃત્તિ ચાલે છે. હુંય દોડું છું. જવાનું હોય ત્યાં તાપમાં પણ જાઉં છું. શરીર સાથ આપે ત્યાં સુધી દોડતો રહીશ. પણ બા, ક્યારેક વગર કારણનો ઉદ્વેગ વીંટળાઈ વળે છે. જોકે છે તો એ મનનું જ કારણ. જયંત દળવીની નવલકથાનું સ્મરણ થાય છે તો રામદાસના 'મનાચ્શ્લોક' પડઘાય છે.

બા, મને બપોરે સૂવાની ટેવ નથી. નાનપણમાં પણ બપોરે ક્યાં સૂતો'તો? તાપમાં કશુંક ને કશુંક કરતો રહેતો. જીફૈબા ક્યારેક કહેતાં, 'આને જંપ જ નથી.' સાચું છે, બા. આજેય ક્યાં જંપ છે! માત્ર પ્રકાર બદલાયો છે. ઓછો વલોપાત છે!

બા, તને ગરમી ખૂબ લાગતી ને ટાઢ પણ ખૂબ વાતી. તું હીંચકા પર બેઠી બેઠી હાથપંખો ફેરવ્યા કરતી. આછા પવનનો તને સ્પર્શ થતો. હા, છીંડીમાંથી પવન આવતો. જોકે એય ગરમ જ હોય! તું પાણી છાંટતી રહેતી. આજે જ્યારે રાતે એ.સી.માં સૂઈએ છીએ ત્યારે ઘણીવાર તારું સ્મરણ થતાં તેં પસાર કરેલાં વર્ષો જાણે સજીવ થઈને મને વિચિત્ર રીતે જોઈ રહે છે! એનો મૌન ઠપકો વલોવી નાખે છે.

લાય લાય કરતી ગરમીના આ દિવસો વચ્ચે દૂરથી આવતો અવાજ મારા અસ્તિત્વને જાણે સાચવે છે! એ અવાજે તો ઊભો છું. બાકી અઘરું બની ગયું છે જાતને સાચવવાનું. હું તો વળી વળીને મારા જ ચક્રમાં ઘુમારાતો રહું છું. વહેતાં વર્ષો ને વધતી વય અનેક સંશયને જન્માવે છે. ક્યારે શમશે બધું! દક્ષિણના પવનનું શું ઠેકાણું!

-તારો પ્રફુલ્લ

# રંગ નથી તો સુગંધ પણ ક્યાં છે!

ભાવાનુવાદ : ડૉ. વિજય એ. વારડે

મૂળ લેખક : કૃષ્ણ ચન્દર

તેલ, અનાજ અને લોટ વગેરે વેચતા શીખ દુકાનદારે અચાનક ધીમેથી કહ્યું, 'લો કરો વાત! મારા મકાનમાં જ થોડી જગ્યા છે. તમે સ્વયં જોઈ લો. ભાડું પણ ઓછું છે - મહિનાના માત્ર નવ રૂપિયા. એમ કરો, હું જ તમને એ બતાવવા તમારી સાથે આવું છું.' એણે પાસેની સાઇકલની દુકાનના કારીગરને બૂમ પાડી : 'રહીસ, અરે ઓ રહીસ! મારી દુકાનનું જરા ધ્યાન રાખજે, હોં.'

'તમતમારે કોઈ ખટકા વગર જાઓ ને, સરદારજી.' શીખ દુકાનદાર જ્યાં રહેતો હતો એ મકાન નાનું અને ફક્ત એક માળનું જ હતું. સ્નાન માટે પણ એક જ ઓરડી હતી. દાદરા પાસેનો એક નાનકડો રૂમ ખાલી હતો અને ત્યાંથી અંદર જઈએ એટલે નાનકડો ચોક આવતો. 'આવડી નાનકડી જગ્યા માટે ભાડું નવ રૂપિયા?' જવાબમાં શીખ દુકાનદાર મોળું હસીને બોલ્યો, 'લો કરો વાત! અમે પ્રણ નવ રૂપિયા આપીએ જ છીએ ને! વીજળીનાં બિલ અને પાણીના ટૅક્સ સાથે બાર રૂપિયા થઈ જાય છે. મહિને દહાડે હું ત્રીસ પાંત્રીસ રૂપિયા કમાઈ લઉં છું જેમાંથી બાર રૂપિયા તો મકાન માલિકને આપી દેવા પડે છે. આઠ-દસ રૂપિયા વળી વૈદ્યજીના ખિસ્સામાં ગરી જાય છે. તમે તો જાણો જ છો કે બાળબચ્ચાંવાળા ઘરમાં આઠ-દસ રૂપિયાથી ગુજરાન ચલાવવું કંઈ સહેલું નથી. બાકી વધેલા પૈસાથી તો બે છેડા માંડ માંડ ભેગા થાય છે.' એવામાં શીખ દુકાનદારની પીળા ચહેરાવાળી પત્ની ધોયેલી પાઘડી સૂકવવા અંદરના રૂમમાંથી બહાર આવી. એક છોકરું એની સલવાર પકડી રડી રહ્યું હતું તો બીજું એની છાતીએ વળગ્યું હતું અને ત્રીજું એના પેટમાં હતું. શીખ દુકાનદારે ખાંસીનો ઠમકો મારી કહ્યું, 'તો આ ઘર... આ ઘર તમને પસંદ ન પડ્યું?'

'મકાન તો સારું છે, પણ રૂમમાં ઘણું અંધારું છે.'

સરદારજીની ખાંસીની ગતિ તેજ થઈ ગઈ પણ છેવટે તેણે ખાંસીને કાબૂમાં લીધી અને ત્રુટક ત્રુટક અવાજમાં બોલ્યો, 'લો કરો વાત! માસિક નવ રૂપિયામાં... અંધારું. અંધારું નહીં તો... શું પ્રકાશ મળશે? મળી શકે કદી?' આ ગલી પાકી સડકવાળી હતી, ચોખ્ખી હતી, મચ્છ-માખીનો ઉપદ્રવ પણ ખાસ જણાતો નહોતો અને અહીં ત્રણ ત્રણ માળનાં મકાનો પણ હતાં. ક્યાંકથી ગ્રામોફોનનો અવાજ તો કોઈક મકાનમાંથી તો મુક્ત હાસ્યના ફુવારા ફૂટી રહ્યા હતા. ખેર! એક બીજું મકાન પણ જોયું. મકાન ઘણું મોટું અને ફરસ તો વળી લાલ સિમેન્ટની મજબૂત અને રૂપાળી, ત્રણ ચાર ભાડુઆતો તો અહીં રહેતા જ હતા, પણ બે કમરાવાળો એક હિસ્સો હજુ ખાલી હતો. ભાડું હતું ૧૫ રૂપિયા પ્રતિ માસ. મને કોઈકે કહ્યું કે, 'પાછળની ગલીમાં જ મકાન-માલિક રહે છે, તમે એમની સાથે વાત કરી લો.'

પાછળની ગલીના ઠેઠ છેવાડે એ મહાશયનું મકાન હતું. મેં ડોરબેલ વગાડી તો મોં પર સ્મિત પહેરી એ બહાર આવ્યા : 'નમસ્તે.'

'જી, નમસ્તે. તમે આ રૂમમાં આસન જમાવો મતલબ કે થોડી વાર બેસો. હું જમવાનું પતાવીને અબઘડી આવ્યો. શું છે કે મારે ઑફિસે પણ જવાનું છે.' રૂમમાં, પુરાણી ફેશનના એક સોફા પર એ મહાશયના ધર્મપત્ની આડાં પડ્યાં હતાં 'માફ કરજો મને ભયંકર શરદી થઈ ગઈ છે. ઊઠી પણ નથી શકતી.' ઘરની ધણિયાણીએ, સૂતાં-સૂતાં કાશ્મીરી શાલને પોતાના શરીર પર બરાબર લપેટી લેતા કહ્યું. મેં પણ હસીને, હળવાશથી કહ્યું, 'કશો વાંધો નહીં, મને પણ શરદી થઈ ગઈ છે.' અને અમે બંને ખડખડાટ હસવા માંડ્યાં. એટલામાં પેલા મહાશયે રૂમમાં પગ મૂક્યો અને અમારા બંનેનું મુક્ત હાસ્ય જોઈ એમના સ્મિતનો રંગ ઊડી ગયો. 'તમે મકાન જોઈ લીધું? તમને પસંદ પડ્યું?' એમના સ્વરમાં ખીજની લગીર ગંધ હતી.

'જોઈ લીધું છે અને મને ગમ્યું પણ છે.'

'દર મહિને ભાડું અમે અગાઉથી લઈએ છીએ મતલબ કે ઍડવાન્સ.' 'આ આદત તો ઘણી સારી છે.'

પણ એ મહાશય મારી વાત પર હસ્યા નહીં. 'તમે પરણેલા છો? મતલબ કે તમે એકલા તો નહીં જ હો તમારી સાથે તમારી પત્ની અને બાળકો પણ હશે, શું છે કે અહીં ભદ્ર પુરુષો રહે છે.' એ સજ્જને બે વાક્યોમાં પોતાના સંસ્કારોની સમગ્ર કથાનો નિચોડ આપી દીધો : 'જે પુરુષને સ્ત્રી નથી એની ન તો મુક્તિ થઈ શકે, અને ન તો એને કોઈ મકાન ભાડે મળી શકે

અને જે સ્ત્રી બાળકો નથી જણતી એનો પતિ બીજા લગ્ન કરી લે છે અને નવી સ્ત્રી પણ સંતાન-ફળ ન આપે તો વળી બીજા લગ્ન. મેં માથાના ઇશારાથી સ્પષ્ટ કર્યું કે હું વિવાહિત નહોતો. મહાશયે પણ પોતાનું માથું હલાવી સખેદ કહ્યું, 'માફ કરજો! મતલબ કે આ વહુવારુઓથી અને જુવાન દીકરીઓથી છલકાતો મહોલ્લો છે.' મહાશયની ધર્મપત્નીએ પોતાનું મોં બીજી તરફ ફેરવી દીધું. હું રૂમમાંથી નીકળી દરવાજે આવ્યો તો જોયું કે દરવાજા પાસે જ એક યુવતી, હાથમાં પુસ્તકો પકડીને ઊભી હતી. મને જોતાવેંત એના ગાલો પર લાલિમા છવાઈ ગઈ અને એ ઊંચા અવાજે બોલી, 'મુંડું, અલ્યા એ મુંડું! ઉતાવળ કર ને હવે મારે કૉલેજનું મોડું થાય છે.' 'એ આ આવ્યો.' નોકર હસતો હસતો દાદરો ઊતરી રહ્યો હતો. સોળ-સત્તર વરસનો હશે. શરીર ભરાવદાર હતું અને મૂછનો દોરો ફૂટી રહ્યો હતો. આસપાસ ઘણાં નવાં મકાનો બની રહ્યાં હતાં. જોકે હજુ પણ વચ્ચે વચ્ચે ખાસ્સી જમીન ખુલ્લી હતી, જ્યાં રેતીના ઢગ ખડકાયા હતા. કિલ્લોલ કરતાં ભૂલકાં એકબીજાં પર માટી-રેતી ઉછાળી રહ્યાં હતાં. નાની બાળકીઓ રેતીના ઢગ પર બતકની ચાલની નકલ કરવાના યત્નમાં લીન હતી. કેટલીક છોકરીઓ દોરડાં કૂદવામાં પરોવાયેલી હતી. બાળકોને નિરાશ નજરે જોતો એક ચના-જોરગરમવાળો પસાર થઈ રહ્યો હતો. રેતીથી લદાયેલા આ મેદાનથી થોડે દૂર, સામેની બાજુએ એક મકાન પર મોટા અક્ષરે લખ્યું હતું : 'ભાડે આપવાનું છે.'

એ ઘરનું બારણું ખુલ્લું હતું. ઓસરીમાં થઈ હું અંદર ગયો તો નાનકડા ચોગાનમાં એક જાડી, કદરૂપી મહિલા નળ હેઠળ સ્નાન કરી રહી હતી. મને જોઈ એ નિઃસંકોચ બોલી, 'તમે મકાન જોવા આવ્યા છો ને?' હું મનમાં બબડ્યો, 'નહીંતર શું તમને જોવા આવ્યો છું?' મારા મનના ભાવ વાંચી લીધા હોય એમ એ બોલી, 'તમે લગીર ઊભા રહો. હું આ ગઈ અને આ આવી.' શરીર પર સફેદ લૂગડું વીંટાળી એ તુરંત જ પાછી આવી કહે : 'જુઓ, આ શયનખંડ છે, આ બેઠકરૂમ છે, એક રૂમ બીજો પણ છે અને આ રૂમ પણ વધારાનો છે. આ રસોઇઘર છે. થોડું સાફ કરવું પડે એમ છે, પણ કાલ સવાર સુધીમાં તો બધું ઠીકઠાક થઈ જશે. ભાડું વીસ રૂપિયા છે જે અમે મહિનાની શરૂઆતે જ લઈએ છીએ. બીજા માળે રાયસાહેબનો પરિવાર રહે છે. રાયસાહેબને ત્રણ દીકરીઓ છે અને ત્રણેય કૉલેજમાં ભણે છે. ત્રીજા માળે એક પ્રોફેસર સાહેબ એમના પરિવાર સાથે.... અને ત્રીજા માળની ઉપર?'

એણે થોડા અચરજથી કહ્યું, 'એના ઉપર તો ધાબું છે સૂવા માટેની સરસ, ખુલ્લી જગ્યા.'

'હં... અ' મેં પગના અંગૂઠાથી ફરસને ખોતરતા કહ્યું.

'આ ફરસ થોડી ખરાબ છે, પણ કાલ સુધીમાં તો...' અને અચાનક તેણે પ્રશ્ન કર્યો, 'તમે પરણેલા છો ને?'

'ના, હું પરણેલો તો નથી, પણ મારી સાથે મારા માસી, એમની દીકરી અને એ દીકરીની દીકરીઓ રહેવાની છે.'

'તો તો ઘણું સારું, પણ ભાડું અગાઉથી આપી દેવું પડશે. કમ સે કમ બે મહિના સુધી તો ખરું જ. આગળની વાત આગળ. એમ છે ને કે ઘણા ભાડુઆતો ભાડું ચૂકવ્યા વગર જ જતા રહે છે.'

'સાચી વાત છે. આમને ગયા મહિને જ આઠ રૂપિયાનો ચૂનો લાગ્યો છે.'

એક યુવતી ખબર નહીં ક્યાંથી અચાનક જ ફૂટી નીકળી હતી. ચહેરો સુંદર પણ કરમાયેલો. આંખો મોટી પણ ઉદાસ અને શોકગ્રસ્ત હોઠો પર આછું આછું હાસ્ય પણ ફીકું ફીકું. એ ફીકું હાસ્ય જાણે કહી રહ્યું હતું : 'આવા જીવનનો શો અર્થ? એ આખો દિવસ ઑફિસમાં કારકુની કરે છે અને હું મારા હોઠો પર લાલી લગાવી ઘરમાં વાસણ ઘસું છું. સાંજે એ થાક્યા-પાક્યા ઘરે આવે છે અને ઘરે પણ ઑફિસનું કામ કરવાનું મૂકતા નથી. અને રાત્રેય મારા લાલ લાલ હોઠ જોવાની કોને પડી છે? હાય! આ યૌવન, આ જીવન કેટલું નીરસ અને આનંદવિહીન!'

'આ પણ અમારે ત્યાં ભાડુઆત છે, મકાનની માલકણે મને માહિતી આપી, આમના... વીજળીઘરમાં નોકરી કરે છે.' હું બોલ્યો, 'એમ ! ઘણું સરસ, નમસ્તે.' કારકુનની પત્નીએ ઘણા ઊમળકાથી પૂછ્યું, 'તો તમે આ મકાન ભાડે રાખી લો છો ને?'

'હું અવઢવનો શિકાર થઈ ગયો છું. મારી સાથે તો મારી માસી, એમની દીકરી અને એ દીકરીની દીકરીઓ પણ રહેવા આવશે. અને...' 'એમાં શો વાંધો છે?' એ અકારણ હસી, 'અમે સૌ બહેનો હળીમળીને રહીશું. ઘરમાં તો એવું જ હોય ને! વળી આ મકાન ઘણું જ સારું છે.' રસોડાની ફરસને એણે

પગથી થપથપાવી. કદરૂપી મહિલા યંત્રવત બોલી, 'બસ! આ ફરસ થોડી ખરાબ છે, પણ કાલ સુધીમાં તો... ઓસરીમાંથી હું ધીરે ધીરે બહારની તરફ સરકવા માંડ્યો. પેલી ખૂબસૂરત પણ ઉદાસ યુવતીની મોટી મોટી આંખો જાણે કહી રહી હતી - 'તમે આ મકાન ભાડે રાખ્યું હોત તો ઘણું સારું થાત. મને તમારા પ્રેમની કે સહાનુભૂતિની કશીયે જરૂર નથી અને આવીતેવી વાતો મને ગમતી બી નથી, છતાં મન લાગેલું તો રહેત! એવડા એ તો આખોયે દિવસ, સવારથી સાંજ સુધી ઑફિસમાં... તમે કદીક કદીક મને ચોર નજરે જોવત તો ખરા જ અને ત્યારે મારા હોઠની રતાશ દમકતી. કેટલું સારું થાત! હાય! આ જીવન કેટલું નીરસ અને આનંદવિહીન.'

'હું કાલ સુધીમાં જવાબ આપીશ. નમસ્તે.'

બંને સ્ત્રીઓએ પણ મને 'નમસ્તે' કહ્યું.

હું મકાનમાંથી બહાર આવ્યો ત્યારે રેતીના ઢગવાળા પેલા મેદાનમાં એક ગોરો યુવાન મજૂર લાકડાં ફાડી રહ્યો હતો. મને જોઈ એણે પોતાનું કામ પડતું મૂક્યું અને મને સલામ કહી.

'સલામ, ક્યાં નો છે ભઈ તું? કાશ્મીરનો છે?'

'ના સાહેબ, કૂલુનો કઠિયારો છું.'

'કૂલું? કૂલું?'

'જી સરકાર.'

ગોરો વાન, માંસલ દેહ - પણ ઘણો મેલો. ચડ્ડી ફાટેલી, ખમીસ ઘણું જૂનું. છાતી પહોળી અને મજબૂત હાથમાં મજબૂત કુહાડી.

'ઘરવાળી છે?'

'જી સરકાર'. કઠિયારાએ શરમાઈને, હસીને, ટટ્ટાર થઈને કહ્યું. 'ઘરવાળી'ના ઉલ્લેખ માત્રથી હિન્દુસ્તાનીનું મસ્તક અભિમાનથી ઊંચું થઈ જાય છે. એ દાસ છે તેથી શું? એને પણ એક દાસી છે!

'બાળકો પણ હશે?'

'જી સરકાર, એક છોકરો છો, નાનકડો - બસ આવડો.' એણે હાથની મુદ્રાથી પોતાના નાનકડા પુત્રની ઉંમર જણાવવાની કોશિશ કરી 'એમને પણ સાથે લાવ્યો છે?'

કઠિયારાના નિર્દોષ કુદરતી હાસ્યને જાણે કોઈએ અચાનક પગ તળે કચડી નાખ્યું હોય એમ ધીરે ધીરે માથું હલાવી તેણે 'ના' કહી.

પછી અચાનક બોલ્યો, 'બાબુજી, કોઈ કામ આપજો. લાકડાં ફાડવામાં તો મને કોઈ ન પહોંચે.'

'એક મણ લાકડાં ફાડવાનું શું લે છે?'

'એક આનો.'

'એક આનો? માત્ર એક આનો! ચાર કલાકની સખત મહેનતનો એક આનો? અડધા દિવસની કમાણી એક આનો!'

'સરકાર, લોકો તો એક આનો આપવા પણ રાજી નથી હોતા.' એ યુવાન રેતીના એક ઢગ પર બેસી ગયો અને નજીક પડેલા પોતાના હુક્કાને ગડગડાવવા માંડ્યો. હુક્કાના ધુમાડામાં કદાચ એ પોતાના ઘર, ગામ, સફરજનના બગીચા, પરિવાર અને સંતાનની મનભાવન અને રંગબેરંગી છબીઓ જોઈ રહ્યો હતો. હું આગળ ચાલ્યો. કઠિયારાએ ઉદાસ ભાવે, નિરાશ સ્વરમાં બૂમ પાડી, 'સાહેબ, કોઈ કામ આપો.'

સાંજે, ધર્મશાળા જેવી મારી હૉસ્ટેલ પર હું પુનઃ પહોંચી ગયો. જેલની કોટડીઓ જેવી નાની નાની રૂમોની લાંબી લાંબી કતારો. તળેલી ડુંગળીની વાસ. વચ્ચેના ચોગાનમાં થોડી આડી અવળી પાટલીઓ. વિદ્યાર્થીઓના ટોળા વચ્ચે ઊભેલો રાજહંસ તાર સ્વરે બોલી રહ્યો હતો 'અમે ક્રાંતિ ઝંખીએ છીએ ક્રાંતિ- આમૂલ ક્રાંતિ, જનતાની ક્રાંતિ, સમાજવાદી ક્રાંતિ, અમે એક નૂતન સંસ્કૃતિ, નવી સભ્યતા, નવા આદર્શોના પાયા પર એક નવા માનવ, એક નવા માનવસમાજનું નિર્માણ કરવા ઇચ્છીએ છીએ. અમે...' બાપડો રાજહંસ!

રસોડાનો નોકર મારી પાસેથી પસાર થયો. મેં બૂમ પાડી, 'અલ્યા દીનુ, આજે શું બન્યું છે?'

'એનું એ - શાક, દાળ, રોટલી...'

૯૭ નંબરની રૂમમાં રહેતો બ્રાહ્મણ રામનામ અંક્તિ ધોતી પહેરી, બાથરૂમ તરફ જઈ રહ્યો હતો. મેં મારા રૂમનો દરવાજો ખોલ્યો અને માથું ઝુકાવી પલંગ પર બેઠો. રાજહંસ હજુ સુધી એના પાતળા અવાજમાં બરાડી રહ્યો હતો : 'અમે આ પૂંજીવાદી સમાજના ટુકડે ટુકડા કરી નાખીશું, એને પીસી નાખીશું, એના ભુક્કા...' એટલામાં ભૈયાલાલ મારા રૂમમાં પ્રવેશ્યો. એણે ઘણા ઉદાસ સ્વરે પૂછ્યું, 'શું તમે હવે અહીંથી જતા જ રહેશો તમારા સૌ સાથીઓને છોડીને?' મેં કહ્યું, 'મારા માટે તો આ ધર્મશાળા જ ઠીક છે.' □

# ગીત-સંગીતની દુનિયા

**હરજીવન થાનકી**

**સં**ગીત એટલે કંઠ અને વાદ્યોના સુમેળનું સર્જન. ગાયકને શ્વાસોચ્છ્વાસની તક પૂરી પાડતું રહે, તો ફિલ્મોમાં, અનેક દશ્યો ઉમેરતું રહે. પરિણામે તેની પ્રવાહિતા જળવાઈ રહે. સાત સૂરોની શરણાઈ જ્યારે ગૂંજી ઊઠે ત્યારે માનવી પોતાના જીવનનાં તમામ દુઃખો ભૂલી જાય.

અમને સંસ્કૃત શિખવતાં શિક્ષક કહેતા, गम गच्छति - એટલે to go જવું. ગમનું જવું એટલે દૂર થવું. 'સારે ગમ ભૂલ જાયેં હમ.' બધાં જ બહારનાં દુઃખો ભૂલવાની દવા, સપ્તસૂર પાસે - 'સા, રે, ગ, મ, પ, ધ, નિ.' -છે.

સુગમ-સંગીત સમજવું સહેલું, પણ શાસ્ત્રીય સંગીતમાં તો ઊંડા ઊતરવું પડે ! મન્ના-ડેનું શાસ્ત્રીય સંગીત હૃદયસ્પર્શી રહેતું. તેમણે ગાયેલાં કેટલાંક ગીતો અમર થઈ ગયાં, તેનું કારણ તેમાં રહેલી માનવ-દિલને હચમચાવવાની શક્તિ અને ભક્તિ. 'લાગા ચૂનરી મેં દાગ મીટાઉં કૈસે, ઘર જાઉં કૈસે', જેમાં નારીહૃદયની વ્યથાનું નિરૂપણ થયું છે, તે અદ્ભુત ગણાય. સ્વરમાં, સંગીત સાથે ઘૂંટાઈને દૃઢ થતી રહેતી વ્યથા સાંભળનારને સ્પર્શ્યા વિના ના રહે. ત્યારે 'ચૂનરીનો ડાઘ.', સમાજ-શરીરનો બની રહે. એક સ્ત્રી માટે તો તેનું ચારિત્ર્ય જ સર્વસ્વ હોય છે, તેમાં લાગેલા ડાઘ દ્વારા તેને થયેલી વેદના, વ્યક્તિગત ના રહેતાં, ગીત-સંગીતના માધ્યમ દ્વારા સામાજિક બની રહે છે.

રાષ્ટ્રિય ચેતનાને ઉજાગર કરવામાં, ગીત-સંગીતે આપેલો ફાળો પણ કેમ ભુલાય? ઈ.સ. ૧૯૪૩માં, 'કિસ્મત' ફિલ્મમાં મુમતાઝ શાંતિનાં કંઠે ગવાયેલા પ્રસ્તુત ગીતે સમગ્ર હિંદમાં ક્રાંતિની ચિનગારી ભડકાવી હતી. તેના કવિ હતા પ્રદીપજી. 'દૂર હટો, દૂર હટો, યે દુનિયાવાલો હિન્દોસ્તાં હમારા હૈ... શુરુ હૂઆ હૈ જંગ હમારા, જાગ ઊઠો હિન્દુસ્તાની.'

'તુમ ન કિસી કે આગે ઝૂકના, જરમન હો યા જાપાની.' બીજા વિશ્વયુદ્ધ દરમિયાન, અંગ્રેજો જર્મનીના હિટલર સામે લડી રહ્યા'તા, ત્યારે ભારતનું લશ્કર અંગ્રેજોની પડખે હતું, દેશ અંગ્રેજો સામે લડીને મુક્ત થવા ઝંખી રહ્યો હતો ત્યારે આ ગીતના શબ્દોએ પ્રજામાં પ્રાણ ફૂંક્યા હતા.

તો બીજી બાજુ શ્રી રાજકપુર 'બુટ પૉલીશ' નામનું ચિત્ર, સર્જી રહ્યા'તા ત્યારે ગાયિકા લતાજીને ગીતની એક પંક્તિ 'મૈં બજારોં કી નટખટ રાણી' જેવા હલકા શબ્દો સામે વાંધો પડતાં, તેમણે તે ગીત ગાવાની નામરજી વ્યક્ત કરી ! તેમાં સમગ્ર સ્ત્રી-જગતના અપમાનવાચક શબ્દો હતા : 'બાજારો કી રાની'નો મતલબ, દેહના સોદા કરનાર વેશ્યા થતો હતો. લતાજીનો વિરોધ યોગ્ય લાગતાં, શ્રી રાજકપુરે, પ્રસ્તુત ગીતની પંક્તિ ફેરવીને 'બહારોં કી રાની' કરાવ્યા પછી જ લતાજીએ તે ગીત ગાયું.

આમ, ગીત-સંગીત દ્વારા પણ જે સમાજ સમક્ષ રજૂ થતું રહે, તેમાં ચોકસાઈનું મૂલ્ય હોય છે. નિમ્ન સ્તરમાં ગીત-સંગીત સમાજની ઘોર ખોદતાં રહે છે. તેની રજૂઆતો અટકવી જોઈએ !

ગીત-સંગીતનો ઉપયોગ સમાજની ઉન્નતિ અર્થે થાય તે જ પોષાય. કવિ રવીન્દ્રનાથ ઠાકુરને 'ગીતાંજલિ' માટે નોબેલ પુરસ્કાર મળ્યો હતો તેમાં ગીત દ્વારા પ્રભુને અંજલિ આપવાનો ઉપક્રમ હતો. પ્રકૃતિ દ્વારા પરમેશ્વરની પૂજા હતી. બંગાળનું વાતાવરણ હતું. ગીતોમાં પુષ્પો, પશુઓ-પક્ષીઓ અને પ્રાણીઓની ચેતનાનો ઉલ્લેખ હતો. પ્રાકૃતિક સૌંદર્યને બિરદાવવામાં આવ્યું હતું. તેથી તેની કદર કરવામાં આવી હતી.

બંગાળમાં થઈ ગયેલાં, પ્રભાવતીદેવી સરસ્વતીદેવીએ એક નવલકથા લખી 'સ્નેહ અને સમર્પણ'. તે એટલી બધી વખણાઈ કે આખું બંગાળ તેની પાછળ ઝૂમી ઊઠ્યું. તેમાં તેમણે સ્ત્રી-હૃદયની ઉમદા બાબતોને ઝીલી હતી. તેઓ લખે છે કે માતૃત્વ દેવદુર્લભ છે, જ્યાં સુધી કોઈ પણ સ્ત્રી યોગ્ય ઉંમરે યોગ્ય વ્યક્તિને પરણીને માતા બનતી નથી ત્યાં સુધી તે અધૂરી જ રહે છે. સ્ત્રીનો નૈસર્ગિક ધર્મ માતા બનવાનો છે. □

## લેખકોને વિજ્ઞપ્તિ

'કુમાર' માટે લેખ-કાવ્ય મોકલતી
વખતે લેખકો આટલું ધ્યાનમાં લે.

- સાર્થ જોડણીકોશ પ્રમાણે જ જોડણીશુદ્ધ લખાણ.
- અક્ષરો સુવાચ્ય હોવા જરૂરી.
- અંગ્રેજી શબ્દનો ઉપયોગ કર્યો હોય ત્યાં શક્ય હોય તો, ગુજરાતી પર્યાય મૂકવો.
- લખાણો ટૂંકાં અને મુદ્દાસર હોવાં જોઈએ.

# ખલાસીઓનાં હોદ્દા અને કાર્ય

**હસમુખ અબોટી 'ચંદન'**

દરેક વ્યવસાયની જેમ દરિયાખેડૂઓની પણ એક અલગ પરિભાષા છે, જેમાં દરિયાને સંબંધિત શબ્દો, વસ્તુ, વહાણના વિવિધ ભાગો, વહાણના બાંધકામના શબ્દો એક વિશિષ્ટ પ્રકારે વપરાતા હોય છે, હા, પ્રદેશે-પ્રદેશે આવા શબ્દો અથવા ભાષામાં થોડાઘણા ફેરફારો જરૂર જોવા મળે છે. એ ન્યાયે કોઈ એક શબ્દ કાને પડે કે તરત જ તેનો અર્થ સાગરપુત્રોને સમજવામાં વાર લાગતી નથી. ટૂંકમાં, સમગ્ર ગુજરાતના કાંઠે વપરાતી દરિયાઈ ભાષા અને તેના પારિભાષિક શબ્દોનું આદાનપ્રદાન સમજણપૂર્વક થતું રહ્યું છે. આવા શબ્દોના લહેકા અને થડકા ભાષામાં દીપી ઊઠે છે. તેને સાંભળતાં જ આપણી ભાષાનો વૈભવ કેવો ન્યારો છે તે જોઈ શકાય છે. દરિયાઈ પારિભાષિક શબ્દો અને તેના શબ્દાર્થો ક્યાં કેવા પ્રકારે વપરાય છે એ જોઈએ. પ્રારંભે વાતની માંડણી કરીએ વહાણવટાના માણસો-ખલાસીઓની.

વહાણમાં કામ કરનારાઓની સંખ્યા અનિશ્ચિત હોય છે. વહાણની ક્ષમતા મુજબ માણસોની સંખ્યા હોય છે.

**નાખુદા-નાખવો:** વહાણની સમગ્ર જવાબદારી તેના શિરે રહે છે. તે દરેક ખલાસીને માર્ગદર્શન આપે છે અને વહાણની ગતિ પર નજર રાખે છે. તોફાન યા આફતની ઘડીમાં માણસોને અને વહાણને કેમ ઉગારી લેવાં તે તેની કાબેલિયત પર નિર્ભર છે.

**સારંગ-સરંગ:** નાખુદા જ્યારે અન્ય કામમાં રોકાયેલો રહે છે, તે સમયે સઘળી જવાબદારી સારંગ નીભાવે છે. પોતાના વિચારોનું આદાનપ્રદાન અવારનવાર નાખુદા સાથે કરતો રહે છે. સમયાંતરે દરિયાઈ ગણિત અને કુશળ નાખુદાની ભૂમિકા ભજવવા ઉત્સુક બને છે.

**પિંજરિયો-પાંજરી :** સઢ ચઢાવવા-ઉતારવાનું કામ કરે છે. ખરેખર આ કામ કરવું એટલું સરળ નથી. ભયંકર વાવાઝોડા વચ્ચે કૂવાસ્તંભ ઉપર ચડવું કેટલું દુષ્કર કામ છે તે તો જોનારને જ ખયાલ આવે. પળનો પણ વિલંબ અને અસભાનતાપૂર્વક થયેલું કાર્ય મૃત્યુનું કારણ બને છે. પાંજરીનું કામ કરનારા પાંજરીવાલા તરીકે ઓળખાય છે. ખારવાજ્ઞાતિમાં પાંજરીવાલા એક અવ-ટંક પણ છે. સખેદ નોંધવું પડે છે કે જ્યારે જ્યારે વહાણો ડૂબ્યાં છે ત્યારે પાંજરીવાલા અટકનો પ્રત્યેક પુરુષ જ્ઞાતિએ ગુમાવ્યો છે. નાખુદા દ્વારા અપાતા આદેશોનો પાંજરી ભલીભાંતિથી અમલ કરે છે.

**સુકાની-સુખાણી:** વહાણને દિશા આપે છે સુકાની. તમે તેને અંગ્રેજીમાં 'સ્ટેયરિંગ' પણ કહી શકો. જે ચકરી અથવા ચરખીના નામે ઓળખાય છે. તેને ફેરવનાર સુકાની હોય છે. કોઈ નિશ્ચિત વ્યક્તિની સુખાણી તરીકે નિમણૂક થતી નથી. કોઈ પણ ખલાસી બેસી શકે છે. સુખાણ (સુકાન) પર બેસનારની પોરી (ડ્યૂટિ) નિયત કરેલ ત્રણ-ચાર કલાકની હોય છે.

**ખલાસી:** વહાણ પર વૈતરું કરનાર વ્યક્તિ. લદાયેલા માલની સંભાળ લે છે. સુખાણ પર બેસે, સઢ ચઢાવતી-ઉતારતી વખતે પાંજરીને મદદ કરે અને કોઈ પણ કાર્ય કરવામાં તેની ભૂમિકા સક્ષમ રહે છે.

**ભંડારી :** તમામ ખલાસીઓનું ભોજન બનાવનાર એક ભંડારી હોય છે, ચા-કાવાથી માંડી નાસ્તો અને બે ટંકનું ભોજન ભંડારી બનાવે છે. બાકીના સમયમાં નાનું-મોટું કામ પણ કરે છે.

**પેટોડિયો :** પેટ ભરી માત્ર જીવન ગુજારનાર વ્યક્તિની વ્યાખ્યામાં તે આવે છે. સામાન્યતઃ પેટોડિયાની ઉંમર કિશોરાવસ્થાની હોય છે. તેને કોઈ પગાર આપવામાં આવતો નથી. વર્ષે કપડાંની જોડી, ઉપરાંત શેઠ જે બક્ષિસ આપે તેમાં તેને રાજી રહેવું પડે છે. મોટા ભાગે તે હળવું કામ કરે છે. ખલાસીથી નાખુદા સુધી બનવાના કોડ હૈયે સંઘરી બેઠો હોય છે. હા, આવા પેટોડિયા ગરીબીના શિકાર હોય છે. □



# સિને-કાવ્ય : ૭

## ઉપાધિઓને ઉત્સવમાં પલટવાનો સંકલ્પ

રાધેશ્યામ શર્મા

**मैं जिंदगी का साथ...**

*मैं जिंदगी का साथ निभाता चला गया*
*हर फ़िक्र को धुँए में उड़ाता चला गया*
*बरबादियों का सोग मनाना फ़िज़ूल था -२*
*बरबादियों का जश्न मनाता चला गया*
*मैं जिंदगी...*
*जो मिल गया उसी को मुक़द्दर समझ लिया-२*
*जो खो गया मैं उसको भुलाता चला गया*
*मैं जिंदगी...*
*गम और ख़ुशी में फ़र्क न महसूस हो जहां-२*
*मैं दिल को उस मुक़ाम पे लाता चला गया*
*मैं जिंदगी...*

**ફિલ્મ : 'હમ દોનો'** **ગીત : સાહિર લુધિયાનવી**
**સંગીત : જયદેવ** **ગાયક : મોહમ્મદ રફી**

આ ગાયન, કાવ્યના તથાકથિત અલંકારોથી વિભૂષિત નથી. નથી એમાં ઉપમા, નથી કોઈ પ્રતીક, નથી કોઈ કલ્પન કે કલ્પનાનું ઉડ્ડયન.

તો એને કાવ્ય કઈ પેર માનવું?

અહીં સ્ટેટમેન્ટ છે, નિજી પ્રકૃતિની ઉદ્ગાર-અંકિત સીધી નિખાલસ અભિવ્યક્તિ છે. કોઈ મસ્ત મૌલા ફકીરની ફિલસૂફી - જે ફિકરની ફાકી કરી જીવનપથ પર પસાર થઈ ગયો.

પ્રત્યેક અંતરાની ધ્રુવ કડી છે : 'ચલા ગયા.' ઉપનિષદનો મંત્ર વેદમાન્ય છે : ચરૈવેતિ. ચાલતા રહેવું, ચાલતા જવું એ જિન્દગીની - ગતિશીલતાની નિશાની છે. ફિલ્મનો નાયક (દેવાનંદ) લશ્કરનો જવાન, જંગના મોરચાનો અનુભવી હોવા છતાં બધા વિષમ મુકામો પર થીજીઠરી ગયા વગર ચાલતો રહ્યો, ચાલતો રહ્યો.... જવાનનું ચાલવાનું જાણે કે એનું ગતિનર્તન બની રહ્યું! એ અર્થમાં નર્તનની આ કવિતા છે.

વહેતી સરિતાનું આ કાવ્યનુમા પ્રવર્તન છે!

જિન્દગીની સફરમાં જ્યારે કોઈનો સાથ ના હોય ત્યારે જીવનને જ એ જેવું હોય તેવું સ્વીકારીને એનો સાથ નિભાવવાનો ઇલમ અહીં છે. કોઈ બોધ, ઉપદેશનો ડોળ નહીં.

છતાં ફિકરની કાલીઘટા તો ઊતરી તો નાયકે શું કર્યું?

*'हर फ़िक्र को धुँए में उड़ाता चला गया'*

આ જુવાન આબાદનગરનો આવાસી નહોતો. ફિકરની ફાકી કરી શકતો હતો તોય યુદ્ધની, અંગત જીવનની બરબાદીઓ તો ઝોડની જેમ વળગી પડેલી.




તો એનું એણે શું કર્યું?

'Make Lemonade out of Lemon' - લીંબુની ખટાશને સાકર નાખી લીંબુના શરબતમાં પલટી પી લીધું!

'બરબાદિયોં કા જશ્ન મનાતા ચલા ગયા' – આવું ક્યાંનું સૂઝ્યું? વિષમ વાસ્તવની ખાતરી થઈ ગઈ કે આવી પડેલી ઉપાધિઓનો શોક કરવો ફિજૂલ છે, નિરર્થક છે. એના કરતાં શાણપણ એમાં છે કે ઉપાધિનો જ ઉત્સવ મનાવી લેવો.'

ચિન્તકોનું સૂત્ર છે : પ્રાપ્તને ભોગવવું અને અપ્રાપ્તની ચિન્તા ના કરવી. મુકદ્દરને, નસીબને વધાવી લેવું. જે મળ્યું એનું સ્વાગતમ્ અને જે ના મળ્યું એનું-

'જો ખો ગયા મૈં ઉસકો ભુલાતા ચલા ગયા.'

જિસસનો સંદેશ છે : 'ફર્ગિવ ઍન્ડ ફર્ગેટ' - માફ કરી દો અને ભૂલી જાઓ. ભૂલી જવાનું તો કાળે કરી ભુલાઈ જાય પણ ક્ષમા આપીને ચાલવાનું કઠિન છે. માફ ના કર્યું હોય એનો દાગ-ડાઘો ઘણી વેળા ભૂંસાતો નથી. અહીં જ દૃઢ સંકલ્પની કસોટી છે, એને પાર કરે તેને વીર જવાન કહેવો પડે.

શાયર સાહિરે છેલ્લા અંતરામાં ગીતાકથિત સ્થિતપ્રજ્ઞનાં ઉજ્જવલ લક્ષણ-સૂત્રોનું અવતરણ કર્યું છે. સુખની સ્થિતિમાં વિગત સ્પૃહા- અને દુઃખોની અવદશામાં ઉદ્વેગરહિત રહેવાનું. ગાયક નાયક પોતાના દિલને એવા સ્થિર મુકામ પર નિજી પુરુષાર્થથી લાવી શક્યો છે. લશ્કરી જવાન જાણે કે અર્જુનની જ્ઞાનપ્રાપ્ત દિશાનો યાત્રી બની ગાઈ રહ્યો છે :

*'ગમ ઔર ખુશી મેં ફર્ક ન મહસૂસ હો જહાં'*

અહીં 'કભી ખુશી કભી ગુમ' જેવું નથી. કોઈ કૃપા કે વરદાન એવું સાંપડ્યું કે હર્ષ-શોક વચ્ચેની ભેદરેખા જ અગોચર બની ગઈ.

અલ્લડ નાયકે જે મહેસૂસ કર્યું એની મહેક આખા ગીતમાં પ્રસરી વળી છે! ❑

—મૂ. લે. સુનીલ ગંગોપાધ્યાય— **# અંતે પ્રેમનો પ્રેમ** —અનુવાદ : પ્રીતિ સેનગુપ્તા—

**યુ**સુફની સાથે આ દરમ્યાન મળવાનું થયું છે બે વાર, ઘેર નહીં, ન્યૂ યૉર્ક શહેરમાં. એ હવે ત્યાંના જ વિશ્વવિદ્યાલયમાં ભણાવે છે. એ રાતે લગભગ સવારે પાંચ વાગ્યા સુધી જાગ્યાં હતાં બંને જણ. કુહુ સાચે જ તૃપ્તિ પામી હતી. પણ યુસુફની સાથે આ સંબંધ એ દરરોજનો કે નિયમિત કરી દેવા માગતી નથી. એ તો એકલાં રહેવા માટે જ આવી છે અહીં. યુસુફને એણે ઘેર આવવાની મના કરી દીધી છે, છતાં બહાર મળવા માટે એને વાંધો નથી.

યુસુફની સાથે એક રેસ્ટારામાં જમવા જતાં એ જ બે મિત્રો પણ મળી ગયા હતા. એમની વાતચીતમાં કુહુને જાણે કૈંક અણસાર મળ્યો હતો કે સુરૈયા નામની સ્ત્રીની સાથે યુસુફને કશોક સંપર્ક છે. સુરૈયાનો પ્રસંગ ઊઠતાં જ યુસુફ અટકાવવા માગતો હતો ઉતાવળે. તો પછી શું યુસુફે થોડી છેતરપીંડી કરી છે એની સાથે? પેલી બધી મુક્તિ ફુક્તિ કેવળ કવિતામાંની કથા! તે ભલે, એનાથી પણ ક્ષોભ થયો નહીં કુહુને. એને તો યુસુફની જીવનસંગિની થવું નથી. લાંબા સમયનો પરિચય છે, એક વાર યુસુફને સ્વીકારવા તૈયાર પણ હતી એ. કશા પણ કારણે એ બન્યું નથી આટલો વખત. લાગે છે કે હવે કુહુને જ મુક્તિની જરૂર હતી.

ઘેર આવીને ફોનના મેસેજ સાંભળ્યા કુહુએ. એની અંદર એક હતો પ્રદીપનો. આ પહેલી વાર ખૂબ જ ટૂંકું બોલ્યો હતો : 'કુહુ, જરાક કામ હતું તારી સાથે.' કુહુએ મેસેજ ભૂંસી નાખ્યો, એ જાતે કરીને બીલકુલ સામે ફોન કરશે નહીં.

બીજા મેસેજમાં બાબાનો, જયંતીનો અને ડાક્ટર ફારુખ અહમદનો હતો. બાબાએ કેમ ફોન કર્યો હતો? માની સાથે તો રોજ જ વાત થાય છે, બાબા ત્યારે ઘેર હોય તો એમની સાથે પણ વાત કરે કુહુ, પણ બાબા તો કયારેય પણ જાતે કરીને ફોન કરતા નથી. બાકીના બે જણના મેસેજ એણે સાંભળ્યા નહીં, ફક્ત નામ જાણી લીધાં. હવે લગભગ અગિયાર વાગ્યા છે. કાકાજીને ફરી કશું થયું હશે?

ઘેરથી અચાનક ચાલી ગયો હતો અનીશ. ખીસામાં પૈસાટકા કે ક્રેડિટ કાર્ડ કશું જ હતું નહીં. પોલીસ એને શોધીને લઈ આવ્યા હતા. ત્રણ કલાકની અંદર રૂટ નાઇન્ટિ થ્રી સાઉથ ઉપર એ ચાલતો હતો. કુહુ આ બધી ખબર જાણે છે. કાકાજી અમેરિકાના જીવનની વાત એકદમ ભૂલી જઈને મનોમન પાછા જતા રહ્યા હતા દુર્ગાપુરમાં. હવે એમને બધો વખત નજરની સામે રાખવા પડે છે, અમિતા અને અમલેશ બંને ય કયારેક નીકળે ત્યારે બહારના બારણાને તાળું મારીને જાય.

ડૉક્ટરની સલાહ મુજબ અનીશને દેશ પાછો લઈ જવાનું નક્કી થયું છે. દુર્ગાપુર પણ એક વાર ફેરવી આવતાં જો માથાની બારી ફરીથી ખૂલે. પરંતુ એકલા મોકલવાનું શક્ય નથી. બૉસ્ટનથી સીધું એક પણ પ્લેન કોલકાતા જતું નથી. લંડન અથવા ફ્રેન્કફર્ટમાં ફ્લાઇટ બદલવી પડે. અનીશ એ કરી શકશે નહીં. આગલા મહિને અમિતા અને અમલેશે દેશ જવાનું નક્કી કરી દીધું છે, એ લોકો જ સાથે લઈ જશે અનીશને.

કુહુ આ દરમ્યાન એક વાર જશે અનીશને મળી લેવા માટે.

બીજે દિવસે સવારે કુહુની ઊંઘ તૂટી પ્રદીપના ફોનથી. આજકાલ કુહુને જરા વધારે વાર ઊંઘવાની ટેવ પડી ગઈ છે, અત્યારે વાગ્યા છે પોણા નવ. તડકો ઊંચે ચઢી ગયો છે આજે, બારીમાંથી તડકો પડ્યો છે રૂમમાં. પ્રદીપ બોલ્યો : કુહુ, હું દીપ બોલું છું.

એનો અવાજ બેસી ગયેલો હતો, કદાચ ઠંડી લાગી છે. શિયાળાની શરૂઆતમાં બધાંને જ સહેજ ઠંડી લાગી જાય.

કુહુ નિસ્પૃહ ભાવે બોલી : હા, બોલ-

પ્રદીપ ફરીથી બોલ્યો : કુહુ, હું દીપ-

એક યુગથી પણ વધારે પરીણિત જીવન પછી પણ પતિનો અવાજ ઓળખી શકશે નહીં કુહુ?

બીજું કાંઈ બોલતો નથી પ્રદીપ. એકદમ ચૂપ છે.

કુહુ બોલી : હા, બોલ કશું કહેવાનું છે?

કુહુ, તું સારી છું ને?

બહુ સારી છું. નક્કી એ જાણવા માટે જ ફોન કર્યો નથી. બીજું કશું પણ કાંઈ શોધ્યે મળતું નથી! માની પાસેથી તો સાંભળું છું, તું લગભગ હંમેશાં જાતજાતની ચીજો ખોઈ બેસે છે. હવે કઈ?

કોને ખબર! એમ લાગે છે કે જાણે હું મને પોતાને જ ખોઈ રહ્યો છું.

કુહુ જરાક અવાક્ થઈ. પ્રદીપ તો આ જાતનું ઉખાણું કરીને, અથવા કવિતા કરીને તો વાત કરતો નથી. એની વાતચીતો

સીધેસીધી હોય છે.

સહેજ વાર ચૂપ રહ્યા પછી પ્રદીપ ફરી બોલ્યો : તું શું વાત કરવા તૈયાર છું મારી સાથે? કે પછી ફોન મૂકી દઉં?

કુહુ બોલી : વાત શા માટે ના કરું? જો તારે કશું જાણવાનું હોય-

પ્રદીપે કહ્યું : જાણવાનું એટલે કે... જાણવા ઇચ્છું છું, કેટલાંક અઠવાડિયાં, અથવા કેટલાક દિવસ શું છોકરાંઓ સાથે તું આ ઘેર આવીને રહી શકીશ?

કુહુએ કહ્યું : એ કઈ રીતે થશે? એમની અત્યારે સ્કૂલ ચાલુ છે.

પ્રદીપ બોલ્યો : જલદી જ એમને ક્રિસમસની રજા પડશે. એ બંને જો ત્યારે ઘેર આવે, તું પણ આવીને રહીશ?

કુહુ બોલી : મેં તો કહી જ દીધું છે કે લાંબી રજાઓ દરમ્યાન છોકરાંઓ થોડા દિવસ તારી સાથે ગાળી શકે છે. મારા જવાનો પ્રશ્ન જ ઊઠતો નથી. હાઉ કૅન યૂ સે ધૅટ? હું હવે કોઈ પણ દિવસે તારા ઘરમાં પગ મૂકીશ નહીં.

મારું ઘર? એ તો સાચું નથી. ઘર ખરીદવાના સમયે તારા અકાઉન્ટમાંથી પણ તેં સારા એવા પૈસા આપ્યા હતા. મૉર્ટગેજ લગભગ પૂરું થઈ ગયું છે. આ તારું જ ઘર છે.

એ બધી બાબતે હું માથાકૂટ કરવા માગતી નથી. અલ્ટિમેટલિ ઘર રવિ અને ચંદ્રાનું જ થશે. એમને જેમ ગમે તેમ જ કરશે. હું ન્યૂ જર્સીની દિશામાં જ ફરી રહેવા જઈશ નહીં કયારેય. અપ-સ્ટેટ ન્યૂ યૉર્ક મને ખાસ્સું પસંદ પડ્યું છે.

ઓ, આવીશ નહીં? સારું. તને મારે કેટલીક વાત કરવાની હતી.

જો ટૂંકમાં હોય, અને ટૅલિફોનમાં કહી શકાય, તો હું સાંભળવા રાજી છું.

ના, ચાલશે. એવું ખાસ કાંઈ નથી. તું સારી રહેજે, કુહુ.

પ્રદીપે ફોન મૂકી દીધો કે તરત માને ફોન કર્યો કુહુએ. મા, કાલ રાતે બાબાએ મને ફોન કર્યો હતો, હું ઘેર હતી નહીં. મારી ફ્રેન્ડ લિન્ડા યાદ છે? એ હવે બ્રૂકલિનમાં રહે છે, કાલે મને જમવા બોલાવી હતી. બાબા છે?

અમિતાએ કહ્યું : ના, એ તો ચાલી ગયા ઑફિસે. હું આજે જરાક મોડી જઈશ.

બાબાએ કેમ ફોન કર્યો હતો? કાકાજીને બીજું કાંઈ થયું છે?

ના; અનીશ હવે ઘણો શાંત છે. એને ઊંઘની દવા આપવામાં આવે છે હેવિ ડોઝમાં કુહુ, સાંભળ-

મા, તમે પહેલાં સાંભળો. વેરિ ઇન્ટરેસ્ટિન્ગ. પ્રદીપે કાલે મેસેજ રાખ્યો હતો. આજે પણ ફોન કર્યો હતો થોડી વાર પહેલાં. આટલા દિવસ પછી, આ પહેલી વાર. શું કહ્યું, જાણો છો? હું છોકરાંઓને લઈને એને ત્યાં પાછી જવા માગું છું કે નહીં. બધાં એક સાથે રહીશું. વિચારો તો, મા, હાઉ ડેર હી સે ધૅટ? આવી વાત એ કહી જ કઈ રીતે શકે?

તેં શું કહ્યું?

એના મોઢા પર ઘણું સંભળાવી દઈ શકત. પણ સંભળાવ્યું નહીં. મેં જાતને રોકી ખાલી કહ્યું : હું ન્યૂ જર્સીમાં કયારેય જઈશ નહીં.

તું માની નહીં?

તમે આવી વાત કરો છો? માની લઉં એટલે? એ જ્યારે ચાહે ત્યારે મને તુ તુ કરીને બોલાવશે, અને એમ જ દોડીને જ પાછી જઈશ એની પાસે? એણે મારી સાથે જે રીતે વર્તન કર્યું છે...

તું જઈ શકત, કુહુ. એણે તો બહુ દિવસ માટે તને બોલાવી નથી. આ પછી એ પોતે જ ચાલી જશે. એને વધારે પકડી રાખી શકાશે નહીં.

ભલે જતો એને જ્યાં જવું હોય ત્યાં. કોણ એને પકડી રાખવા માગે છે? આઇ ઍમ ધ લાસ્ટ પર્સન. લાગે છે કે પ્રદીપે તને બધી વાત કરી નથી. એ ખૂબ જ બિમાર છે. એના બ્રેઇનમાં એક મોટું ટ્યુમર જણાયું છે. ખૂબ જ સીરિઅસ સ્થિતિ છે. તારા બાબાએ તે માટે જ તને ફોન કર્યો હતો.

બ્રેઇન ટ્યુમર?

આટલું મોટું ઑપરેશન કરવું પણ રિસ્ક છે.

ફોન મૂકી દઈને કેટલીક વાર ચૂપ બેસી રહી કુહુ.

એ પછી બીજા બધા મેસેજ સાંભળ્યા.

જયન્તી અને ડૉક્ટર ફારુખ અહમદ પણ પ્રદીપની બિમારીની વાત જણાવવા જ માગતા હતા. બીજાં પણ ઘણાં જણે જાણ્યું છે, કુહુને જ ખબર પડી બધાંથી છેલ્લે.

પ્રદીપે પહેલાં જ પૂછ્યું હતું : તું કેમ છે, કુહુ? એના જવાબમાં કુહુએ વિવેક પૂરતું પણ પૂછ્યું નહોતું : તું કેમ છે, પ્રદીપ?

છેલ્લી પળે પણ પ્રદીપ બોલ્યો હતો : તું સારી રહેજે, કુહુ.

(ક્રમશઃ)

# કચ્છની દક્ષિણામૂર્તિ : સરસ્વતીસદન 'સદનવાડી'

નરેશ અંતાણી

**આ**જે કચ્છમાં શિક્ષણનો વિકાસ સારો એવો થયેલો જોઈ શકાય છે. આ સરહદી જિલ્લામાં તબીબી કે ઈજનેરી કે અન્ય ઉચ્ચ શિક્ષણ ક્યારે શરૂ થશે એવો પ્રશ્ન એક દાયકા પહેલાં પૂછાતો. આજે હવે આ તમામ પ્રકારનું ઉચ્ચ શિક્ષણ તો મળે જ છે, પરંતુ જિલ્લાને સ્વાયત્ત વિદ્યાલયની સુવિધા પણ મળી છે ત્યારે આજથી આઠ દાયકા પહેલાં શિક્ષણની એક નવીન તરાહનો પ્રયોગ કચ્છમાં થયો હતો, અલબત્ત, તે અલ્પજીવી બન્યો તે જુદી વાત છે પણ તેના સારાં અને મીઠાં ફળ તો આજે પણ જોવા મળે જ છે. અહીં જૂની શિક્ષણસંસ્થાની વાત કરવી છે. કચ્છના તાજેતરના ઇતિહાસની આ ઘટના હોવાથી બહુ ઓછી નોંધ લેવાઈ છે પણ નવી પેઢી માટે એ જાણવા અને સમજવા જેવી છે.

આવો નવતર પ્રયોગ એટલે સદનવાડી. બાળકેળવણીના મોટા ગજાના કેળવણીકાર ગિજુભાઈ બધેકાના શિષ્યો અને કચ્છના એ સમયના ચુસ્ત ગાંધીવાદી કાર્યકરો પ્રભુલાલ ધોળકિયા, મગનભાઈ સોની અને માર્કંડરાય મહેતાએ ૧૯૩૩માં ભુજથી ૨૫ કિલોમીટર દૂર નખત્રાણા જતાં માર્ગ પર નૂતન શિક્ષણની આ સંસ્થા સરસ્વતી સદન 'સદનવાડી'ની સ્થાપના કરી હતી. આ સંસ્થા એટલે દક્ષિણામૂર્તિની નાનકડી આવૃત્તિ.

૧૯૪૫માં સંસ્થા બંધ પડી પરંતુ આ બાર વર્ષના ટૂંકા ગાળામાં પણ એણે નૂતન શિક્ષણની કચ્છભરમાં એક નવી સુવાસ ફેલાવી હતી. નૂતન શિક્ષણ-સંમેલનો, છાત્રાલય- સંમેલનો વગેરે જેવી પ્રવૃત્તિઓ દ્વારા કચ્છ આખાયમાં એનો સંદેશ પ્રસર્યો હતો. કચ્છના ખૂણે ખૂણેથી તેને વિદ્યાર્થીઓ મળ્યા, છેક જબલપુર મધ્ય પ્રદેશથી જાણીતા સાહિત્યકાર અને પ્રવાસલેખક અમૃતલાલ વેગડ પણ અહીં રહીને ભણી ગયા છે.

કચ્છની એકમાત્ર શિક્ષણસંસ્થામાં મૉન્ટેસરી, ડોલ્ટન અને વર્ધા યોજનાના સફળ પ્રયોગો એ સમયે કરાયા હતા. સદનવાડીના સફળ સંચાલન માટે ઉપર્યુક્ત ત્રણે ગાંધીવાદીઓએ કામગીરીની વહેંચણી કરી હતી એ મુજબ પ્રભુલાલ ધોળકિયા સંસ્થાના નિયામક હતા. તેઓ વહીવટ, નાણાંકીય બાબતો અને બહારના સંબંધોની કામગીરી સંભાળતા. મગનભાઈ સોની સંસ્થાના ગૃહપતિ તરીકે તેની તમામ આંતરિક બાબતો સંભાળત જ્યારે માર્કંડરાય મહેતા શાળાનું અને શિક્ષણનું કાર્ય સંભાળતા.

ભાવનગરની દક્ષિણામૂર્તિની પ્રેરણા લઈ કચ્છમાં સ્થપાયેલી આ નવતર શિક્ષણસંસ્થાનું ઉદ્‌ઘાટન જાણીતા કેળવણીકાર અને દક્ષિણામૂર્તિના સંચાલક નાનાભાઈ ભટ્ટના હસ્તે કરાયું હતું. તેમણે જાતે અહીં થોડો સમય રોકાઈ સંસ્થાનું સંચાલન અને શિક્ષણકાર્ય સંભાળ્યું હતું, આ પછી કેટલાંય વર્ષ સુધી માર્ગદર્શન પણ આપ્યું હતું. બાળશિક્ષણના મસાલચી ગિજુભાઈ બધેકા પણ આ સંસ્થામાં રોકાયા હતા અને વર્ષો સુધી દોરવણી પણ કરતા.

કચ્છની આ એક સુંદર અને નવતર કેળવણી-સંસ્થાનું સંચાલન અને અભ્યાસપદ્ધતિ પણ રસપ્રદ છે. ભાવનગરની દક્ષિણામૂર્તિના હરભાઈએ થોડા સમય માટે સદનવાડીનું સંચાલન સંભાળ્યું ત્યારે તેમણે મેડમ મૉન્ટેસરી અને ડોલ્ટન પદ્ધતિથી સદનવાડીનું સચાલન કરવા સૂચવ્યું. આથી માર્કંડરાય મહેતાએ ખાસ દક્ષિણામૂર્તિ જઈ આ પદ્ધતિનો અભ્યાસ કર્યો અને તેને કચ્છમાં પ્રથમવાર સદનવાડીમાં દાખલ કરી. મેડમ મૉન્ટેસરીના સિદ્ધાંતો બાલમંદિર માટે છે. તેમાં દરેક બાળકની સ્વતંત્રતા અને સ્વયંસ્ફુરણાને પ્રાધાન્ય આપવામાં આવે છે. આ જ સિદ્ધાંતોને આધારે જ ઉપલા ધોરણમાં તેનો ઉપયોગ મિસ પાર્ક હર્સ્ટ ડોલ્ટન નામના શહેરની હાઈ સ્કૂલમાં કરવામાં આવ્યો ત્યારથી તે સિદ્ધાંત ડોલ્ટન યોજના તરીકે ઓળખાયો અને તેને સદનવાડીમાં દાખલ કરવામાં આવ્યો હતો. આ યોજના મુજબ શાળામાં સૌથી વધારે અગત્ય વિદ્યાર્થીઓમાં રહેલી શક્તિ અને અભિરુચિને ધ્યાનમાં રાખીને તમામ શિક્ષણ આપવામાં આવતું, જેમાં શાળાના વર્ગો ધોરણ પ્રમાણે નહીં પણ વિષયો પ્રમાણે રહેતા. દરેક વિદ્યાર્થી પોતાના ધોરણમાં નહીં પણ પોતાના ગમતા વિષયવાળા ખંડમાં અભ્યાસ કરતો. શાળામાં કંઈ પણ ફરિયાદ નહીં પણ વિદ્યાર્થીની રુચિ પ્રમાણે તેમાં રસ જાગૃત કરી તેમના રસના વિષયોવાળા ખંડમાં અભ્યાસ કરવાનો રહેતો. તેમના મનગમતા વિષયમાં જ આગળ વધવા તેમને તક આપવામાં આવતી. પરિણામે વિદ્યાર્થી હોંશેહોંશે

શાળામાં અભ્યાસ કરતા. ગમે તે ધોરણનો વિદ્યાર્થી હોય તેને પોતાના રુચિના વિષય પ્રમાણેનો અભ્યાસક્રમ વર્ગખંડમાં આપવામાં આવતો. વાર્ષિક અભ્યાસક્રમમાં દસ ભાગ પાડી માસવાર અભ્યાસક્રમ નક્કી કરવામાં આવતો અને તેમાં વિદ્યાર્થીએ શું શું ભણવું અને કેવી રીતે ભણવું તેનું માર્ગદર્શન પણ આપવામાં આવતું. પરિણામે કોઈપણ વિદ્યાર્થીને અભ્યાસક્રમ પૂર્ણ કરવામાં કોઈ મુશ્કેલી ન પડતી. વળી સદનવાડીમાં સમયની કોઈ મર્યાદા ન હતી. શાળા ૨૪ કલાક ખુલ્લી રહેતી. ગમે ત્યારે વિદ્યાર્થી શિક્ષક પાસે કે તેના શાળાના પરિસરમાં જ આવેલા નિવાસસ્થાને જઈને માર્ગદર્શન મેળવી શકતો.

સદનવાડીના તમામ સંચાલકો ચુસ્ત ગાંધીવાદી અને ખાદીધારી હતા અને તે દરેક જણ જાતે સૂતર કાંતીને ખાદી વણાવતા અને તે જ ખાદી પહેરતા. આથી શાળામાં પણ વિનોબાજીની વર્ધાયોજના મુજબ દરેક વિદ્યાર્થીને દિવસના નક્કી કરેલા કલાકો પ્રમાણે સૂતર કાંતવાનું રહેતું અને તે ખાદીનાં કપડાં જ પહેરવાનો આગ્રહ રાખવામાં આવતો, પરિણામે વિદ્યાર્થીઓમાં સ્વાવલંબનના ગુણો પણ વિકાસ પામતા. દરેક વિદ્યાર્થી આનંદથી સૂતરની આંટી વણતો તેમાં પણ આપસમાં સ્પર્ધાઓ પણ થતી. વળી આ શાળામાં કોઈ પણ પ્રકારની ધાકધમકી નહીં, પ્રેમ અને સહાનુભૂતિથી વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવવામાં આવતો. શાળામાં દરેક વિદ્યાર્થીને ગમતી પ્રવૃત્તિઓ કરાવવામાં આવતી જેથી દરેક વિદ્યાર્થીને અભ્યાસ અને શાળાબોજ સમાન નહીં પણ ઘર જેવાં જ લાગતાં. સદનવાડીમાંથી અભ્યાસ કરી બહાર આવેલા વિદ્યાથીઓને વાસ્તવિક જીવનમાં ક્યાંય મુશ્કેલી નડતી નહીં કેમ કે જીવનના ઉપયોગી તમામ પાઠો અહીં શીખવવામાં આવતા જેથી તે પોતાના જીવનનો માર્ગ આપમેળે સરળ બનાવી શકતો.

વિદ્યાર્થીઓની શારીરિક સફાઈ પણ ક્યારેક મગનભાઈ કે તેમનાં પત્ની હીરાબહેન જાતે કરતાં. એક વિદ્યાર્થીને ખસનો રોગ થયો હતો તેને નવડાવતાં. હીરાબહેનને અને મગનભાઈને પણ ખસ નીકળી હતી. વિદ્યાર્થીઓમાં ચોરીની આદત ન પડે તે માટે શાળાનો કોઠાર કે રસોડાની સંપૂર્ણ જવાબદારી પણ વિદ્યાર્થીઓને સોંપવામાં આવતી. ચા પીવાની કે બહારના નાસ્તાની આદત ન પડે તે માટે અઠવાડિયામાં એક, વાર મગનભાઈ જાતે ચા બનાવી આપતા અને વિદ્યાર્થીને મનગમતો નાસ્તો બહારથી મંગાવી આપતા. અરે એક વિદ્યાર્થીને બીડીની આદત હતી તો તેને મગનભાઈએ બીડી પાઈ શરમમાં મૂકી દીધો. પરિણામે તેની આ આદત પણ છૂટી ગઈ.

સદનવાડીની કચ્છ અને કચ્છ બહારના રાજકીય આગેવાનોએ પણ મુલાકાત લીધી હતી જેમાં રવિશંકર મહારાજ, કાકાસાહેબ કાલેલકર, સરદાર પૃથ્વીસિંહ, રાજવી પરિવારના શિક્ષક સ્મિથ સાહેબ, યુસુફ મહેરઅલી વગેરેનો સમાવેશ થાય છે.

વિદ્યાર્થીઓમાં નેતૃત્વના ગુણો વિકસે માટે રાજકીય પ્રવૃત્તિઓમા ંરસ લેવડાવવામાં આવતો. કચ્છી પ્રજાકીય પરિષદના મુંદ્રા અધિવેશન વખતે અહીંના વિદ્યાર્થીઓએ સંમેલનનો ચોક, ઉતારાના તંબુઓ વગેરેની સ્વચ્છતાનો વિભાગ સંભાળ્યો હતો. જાણીતા સાહિત્યકાર અને પ્રવાસલેખક અમૃતલાલ વેગડ, સાહિત્યકાર ગૌતમ શર્મા, મોરઝરના પૂર્વ સરપંચ ભારતદાન ગઢવી વગેરે આ સદનવાડીના વિદ્યાર્થીઓ રહી ચૂક્યા હતા.

સદનવાડી માટે ટૂંકમાં એટલું જ કહી શકાય કે મૉન્ટેસરી, ડાલ્ટન અને ગાંધીજીની વર્ધાયોજના એ ત્રણેયના સફળ પ્રયોગો અહીં થયા એ જ આ અલ્પજીવી શિક્ષણ સંસ્થાની સફળતા રહી. ☐

## સ્થાપત્ય વિષે થોડું વધુ - ૭

હેમન્ત વાળા

### શિલ્પ પ્રતિકૃતિ સ્થાપત્ય

ત્રિપરિમાણીય રચનાઓ ત્રણ પ્રકારની હોય. શિલ્પ અર્થાત્ મૂર્તિ, પ્રતિકૃતિ એટલે મૉડલ-નમૂનો અને સ્થાપત્ય અર્થાત્ મકાન-ઇમારત. આ ત્રણે વચ્ચે ક્યાંક સમાનતા છે તો ક્યાંક વિશેષ તફાવત, અને આ તફાવત કયારેક બહુ પાતળી રેખાથી અંકિત થયેલ હોવાથી ક્યાંક સમજફેર થવાની શક્યતા હોય છે. એક વિશાળ શિલાની નીચે ઊભેલી વ્યક્તિને તડકા વરસાદથી રક્ષણ મળે, તો શું તે શિલ્પને તે સમયે મકાન ગણી શકાય, વાપરી શકાય તેવા તમંચાને જો ટેબલ પર વિશિષ્ટ રીતે ગોઠવવામાં આવે તો શું તેને શિલ્પ ગણાય કે તે જ તમંચાને કાગળ ઊડી ન જાય તે માટે કાગળ પર મૂકવામાં આવે તો શું તે તમંચો પેપર-વેઇટ બની જાય! શું કોઈ મકાન ખૂબ જ આકર્ષક બનાવાયું હોય અને તેને ખાસ જોવાં લોકો આવતાં હોય તો શું તે મકાનને શિલ્પ કહેવાય! શિલ્પ-સ્થાપત્ય-પ્રતિકૃતિને તેમના યોગ્ય પરિપ્રેક્ષ્યમાં સમજવાની જરૂર છે.

શિલ્પ એ મૂળભૂત રીતે દશ્ય અનુભૂતિ માટે કરાતી રચના છે. સ્થાપત્ય એ માનવીના કાર્ય હેતુની સગવડ માટે ઉપયોગી રચના છે જ્યારે મૉડલ કે પ્રતિકૃતિ એ જે તે હયાત કે નિર્ધારિત થયેલ વસ્તુને જેમ છે તેમ રજૂ કરવા માટે બનાવાય છે. શિલ્પમાં દેખાવ, સ્થાપત્યમાં ઉપયોગિતાની અસરકારકતા તથા પ્રતિકૃતિમાં વસ્તુના જે તે પાસાને ઉજાગર કરવામાં રખાયેલ સચોટતા-મહત્ત્વનાં ગણાય. આ ત્રણે ત્રિપરિમાણીય રચના હોવા છતાં તેમના મુખ્ય ઉદ્દેશ્ય આમ ભિન્ન છે. શિલ્પ એ લલિતકળાનું ક્ષેત્ર છે, સ્થાપત્ય એ પ્રયોજિત કળામાં આવે જ્યારે પ્રતિકૃતિને ચોક્કસ સમજ માટેનું પ્રત્યુપાદન કહેવાય. લલિતકળામાં લાલિત્ય-લાવણ્ય-સુંદરતા મહત્ત્વનાં ગણાય, પ્રયોજિત કળામાં કળા તથા વૈજ્ઞાનિક અભિગમનું મહત્ત્વ હોય જ્યારે પ્રતિકૃતિમાં યથાર્થ નિરૂપણ અગત્યનું ગણાય. શિલ્પ જોવા માટે છે. તેનો દેખાવ અગત્યનો છે. તેમાં દશ્ય-વિચારને ભૌતિક આકાર આપવામાં આવે છે. શિલ્પકારના મનમાં એ મૂર્તિનો વિચાર સૌપ્રથમ ઉદ્ભવે છે અને તે વિચાર જે તે સામગ્રીમાં રૂપાંતરિત થાય છે. તેમાં આકારો તથા તેમની પરસ્પરની ગોઠવણ ઉપરાંત નાની નાની બાબતોને અપાતો અંદાજ મહત્ત્વનો ગણાય છે. આનાથી શિલ્પકાર પોતાના વિચારો તથા સંવેદનશીલતા વ્યક્ત કરે છે. આ શિલ્પ કાષ્ઠ, પત્થર, ધાતુ, હાથીદાંત, માટી જેવી વિવિધ સામગ્રીમાંથી જુદાજુદા માપનું બનાવી શકાય. શિલ્પ એક ચોખાના દાણા જેવું નાનું પણ હોઈ શકે, મકાન જેવું વિશાળ પણ. શિલ્પને હાથમાં ઊંચકીને માણી શકાય અને તેની અંદરથી પસાર પણ થઈ શકાય. શિલ્પ સ્થિર પણ હોય અને ચલિત પણ તે અલાયદું હોય શકે અને જે તે સ્થાન સાથે જોડાયેલું પણ કલાકાર માટે આવી મુક્તતા હોવાને કારણે શિલ્પની રચનામાં - અભિવ્યક્તિમાં સરળતા તેમજ સચોટતા શક્ય બની શકે.

સ્થાપત્ય એ ઉપયોગિતા માટેનું સર્જન છે. તેમાં આબોહવાનાં વિપરીત પરિબળો સામે રક્ષણ મળવું જોઈએ. તેની ચોક્કસ કાર્ય-ઉપયોગિતા હોવી જોઈએ. તેની રચનામાં સમય, સંજોગો, પ્રાપ્ત સામગ્રી તથા લાગુ પડતા નિયમો-કાયદાઓની અસર હોય છે. તેની રચનામાં એક પ્રકારનું ઉત્તરદાયિત્વ સંકળાયેલું છે. તે ઇચ્છા પ્રમાણે ઓછું અને જરૂરિયાત પ્રમાણે વધારે હોય છે. તેમાં વ્યક્તિ કે વ્યક્તિસમૂહની ઓળખ વ્યક્ત થતી હોય તે ઇચ્છનીય છે. સ્થાપત્યમાં 'હોવા ખાતર હોવું'નું મહત્ત્વ નથી, અહીં તો જરૂરી છે એટલે અથવા તો તેનાથી સંભવિત જરૂરિયાતો પ્રમાણે ઉપયોગિતા શક્ય છે એટલે હોવાપણું છે, સ્થાપત્ય એ જવાબદારી છે જ્યારે શિલ્પ એ 'સ્વપ્ન'ને અપાયેલ આકારમાત્ર છે. શિલ્પમાં કલાકારનું મનસ્વીપણું માન્ય છે જ્યારે સ્થાપત્યમાં તર્કબદ્ધ આયોજન જરૂરી છે. કોઈ શિલ્પ 'અમાન્ય' બની રહે તો વાંધો ન આવે પણ 'અસ્વીકૃત' સ્થાપત્ય એ નિષ્ફળતા છે.





(અનુસંધાન પૃ. ૩૫ પર)

# અંગ્રેજી સાહિત્યનું આચમન

મધુસૂદન પારેખ

## યેટ્સનાં નાટકો

યેટ્સની (Yeats) માનસિકતા, એની પૂર્વેના ઇબ્સન (Ibsen)નાં તેમ જ અંગ્રેજી સર્જકોનાં નાટકોના પ્રકારથી જુદા પડીને એક નવું નાટ્યસ્વરૂપ કલ્પવા તરફ હતું. એ નવું સ્વરૂપ પદ્ય અને દંતકથાયુક્ત હોય અને સામાન્ય પ્રકારની પ્રત્યક્ષતાથી અલગ હોય - 'to achieve a poetical or legendary drama and away from the common realities.'

એણે પોતે આરંભની કારકિર્દીમાં દેખાવપૂરતાં, ઉપર ઉપરના અભિનયવાળાં (theatrical) નાટકનો એક પ્રયોગ 'ધ કાઉન્ટેસ કેથલીન' (The Countess Cathleen - 1892)માં કર્યો. એ પદ્યનાટક લોકકથાઓનાં તત્ત્વો સાથે અને પ્રખર આવેશપૂર્વકના રાષ્ટ્રવાદને પ્રયોજનારું હતું. આઇરિશ લિટરરી થીએટર (Irish Literary Theatre)ના ઉદ્ઘાટન માટે એ રચાયું હતું. એ નાટકની રજૂઆત પછી પણ એનું ચિત્ત કોઈક નવા સ્વરૂપની કોઈક નવીન ભાવનાથી ચલિત હતું. એની મહત્ત્વાકાંક્ષા એક લોકપ્રિય હોવા સાથે શુદ્ધ, શિષ્ટ, નાજુક સાહિત્ય સ્તર ઉપજાવે એવી રાષ્ટ્રિય નાટ્યશૈલી માટે હતી. (his original ambition had been to create a national dramatic style which would function on both a popular and a refined literary level.)

એના આદર્શો જેમ જેમ વિકસતા ગયા તેમ તેમ તેનું ચિત્ત થીએટરની એક એવી વિભાવના તરફ વળ્યું કે જેમાં કેલ્ટિક અને ખ્રિસ્તી પરંપરાઓયુક્ત આઇરિશ પરંપરાઓ જળવાઈ હોય અને જે ભવિષ્યમાં રાષ્ટ્રિય અને રાષ્ટ્રવાદી આકાંક્ષાઓ રજૂ કરતું હોય.

ઈ. ૧૯૦૪માં ડબ્લિનમાં એબી થીએટર (Abbey Theatre)નો કબજો એના સાથીદારો લેડી ગ્રેગરી (Lady Gregory), જ્યોર્જ મૂર (Jeorge Moor) અને જે.એમ. સીન્જ (J.M. Synge) સાથે મળ્યો એટલે એને પોતાની ભાવના માટે, મહત્ત્વાકાંક્ષા માટે પાયો મળી ગયો. જોકે સમભાવી પ્રેક્ષકગણ ના મળ્યો, જેની તેમને જરૂરિયાત હતી.

ઈ.સ. ૧૯૦૦ પહેલાં જ કળા વિશે એના મનમાં ખયાલો સ્થાપિત થઈ ચૂક્યા હતા અને ઝડપથી એની ખ્યાતિ એક લેખક તરીકે સ્થાપિત થઈ ચૂકી હતી. આ બધા સમય દરમ્યાન થીએટર વિશેનો તેનો રસ વધતો જતો હતો. આઇરિશ લિટરરી થીએટરને બિનવ્યાવસાયિક કલાકારોનો સહકાર મળી ગયો અને યેટ્સ તેનો પ્રમુખ બની રહ્યો તેની સર્વ પ્રકારની પરિસ્થિતિમાં તે કામયાબ રહ્યો.

યેટ્સે પ્રાચીન વીરનાયક કુચુલેન (Cuchulain)ને લગતી નાટકોની હારમાળા ૧૯૦૩માં શરૂ કરી. આ વિકસતી જતી હારમાળામાંથી જ તેણે મંચને લગતી કલાત્મક પ્રક્રિયાની શક્યતાઓ તપાસવા માંડી. એનાં આરંભનાં નાટકોમાં અમુક સાંકેતિક શૈલી (stylization) છે. તેમાં પાત્રો ભાવાત્મક વિચારો (abstract ideas)નું પ્રતિનિધિત્વ કરતાં હોય છે અને એમાં માનસશાસ્ત્રીય વાસ્તવ સામસામે અથડાઈને છાયાઓમાં અને ચિંતનોમાં વેરાઈ જાય છે.

The earlier plays have a certain stylization in which characters reflect abstract ideas and in which psychological 'realism' is broken down in opposition, shadows, and reflections.

યેટ્સને એની કારકિર્દીના આરંભકાળથી જ એક નવા પ્રકારનું નાટ્યસ્વરૂપ ખીલવવાનો મનોરથ હતો. અગાઉનાં, મંચ ઉપર સાજસજાવટ અને ઠાઠમાઠથી ભજવાતાં ભૌતિકતાનું પ્રદર્શન કરનારાં નાટકો માટે તેને દિલચશ્પી નહોતી. એણે અદ્યતન પ્રકારના થીએટરની અને માત્ર નાનકડું સમજદાર રસિક પ્રેક્ષકવૃંદ નવીન પ્રકારનું નાટક સમજે, માણે અને ભાગીદાર બને એવી તેની ઇચ્છા હતી.

એ માટે જ તેણે પૂર્વના નાટ્યસર્જકોથી અલગ પડીને પહેલો નાટ્યપ્રયોગ 'ધ કાઉન્ટેસ કેથલીન' ડબ્લિનના એબી થીએટરમાં રજૂ કર્યો. આમ, પદ્યનાટક તરફ તેની સર્જકતાનો વળાંક આવ્યો. રૂઢમાંથી છૂટીને તેણે થીએટર પર કબજો મેળવ્યા પછી નવી નાટકપરંપરા શરૂ કરી. આ એનો નાટ્યસર્જક તરીકેનો વળાંક (turning point) હતો. આ બધી ઘટનાઓ. નાટ્યપ્રયોગો ૧૯૦૦ થી ૧૯૧૪ સુધીમાં રજૂ થાય છે. એમાંનાં ત્રણ મહત્ત્વનાં અને રસદાયક ગણાયાં છે. એમાં પહેલું નાટક 'ધ કિંગ્ઝ થ્રેશોલ્ડ' (The King's Thershold), બીજું 'ડેઇર્ડ્રે' (Deirdre) અને ત્રીજું 'ઈન બેઇલ્સ સ્ટેન્ડ (In Bai's Stand) છે. આ ત્રણે નાટકોમાં પ્રસ્થાપિત મૂલ્યોની દુનિયા,

અનુસંધાન] સ્થાપત્ય વિષે થોડું વધુ [પૃ. ૩૩થી

પ્રતિકૃતિ એ કલ્પિત કે હયાત પરિસ્થિતિની ચોક્કસ બાબતોને ઉજાગર કરવા કરાયેલ રચના છે. પ્રોડકટ ડિઝાઇનર કે સ્થપતિ જે તે વસ્તુની રચના વિષે અંતિમ નિર્ણયો લેતાં પહેલાં મૉડલ બનાવી કેટલીક બાબતો ચકાસતાં હોય છે. ઘણીવાર મૉડલ દશ્ય અનુભૂતિની ગુણવત્તા જોવા તો ઘણીવાર કેટલીક તકનિકી બાબતો કઈ રીતે પ્રયોજાઈ શકે તે સમજવા કે કયારેક ખરેખર કાર્યરતતા - વર્કિંગ-તપાસવા માટે પ્રતિકૃતિ બનાવવાની હોય છે. આવા સંજોગોમાં પ્રતિકૃતિ હયાત પરિસ્થિતિની પણ હોઈ શકે. આગ્રામાં તાજમહેલની પ્રતિકૃતિ ઘણાં પ્રમાણમાપમાં યાદગીરી તરીકે મળતી હોય છે. આમાં 'ચકાસણી'નો હેતુ નથી હોતો પણ હયાત પરિસ્થિતિની નોંધપાત્ર ખાસિયતોને પ્રશંસવાનો પ્રયત્ન હોય છે.



બજારમાં વાહનોનાં જે રમકડાં મળે છે તે પણ પ્રતિકૃતિ જ છે. આ રમકડાંમાં વાહનને જેમનું તેમ નાના માપમાં બનાવાય છે. તેમાં કાંઈ યંત્ર નથી હોતું પણ તે મૂળ વાહનનો ખયાલ અપાવા સમર્થ છે, અને તે જ તેનો હેતુ છે.

પ્રતિકૃતિ વિચાર-આધારિત કે હયાત વસ્તુ-આધારિત હોય, તે બન્ને સ્થિતિમાં પ્રતિકૃતિના સર્જકને કોઈ સ્વતંત્રતા નથી હોતી. તેણે તો પ્રત્યેક પરિસ્થિતિને જેમની તેમ જ આલેખવી પડે છે, તેમાં ક્યાંક છૂટછાટની શક્યતા નથી. માત્ર ફેર એટલો કે જ્યારે પ્રતિકૃતિને જે તે પ્રમાણમાપમાં બનાવાય ત્યારે માપ પ્રમાણે અમુક બાબતો પ્રત્યે બેધ્યાન બનવું પડે. ૨ મીટર લાંબી કારની પ્રતિકૃતિ તેના ૧૦મા ભાગની ૨૦ સે.મી. લંબાઈવાળી બનાવાય ત્યારે સ્વાભાવિક છે કે નાની નાની આંટીઘૂંટી નજરઅંદાજ કરવી પડે. જો કે ઘણીવાર પ્રતિકૃતિ તેટલા જ માપની કે મોટા માપની પણ હોઈ શકે. પ્રતિકૃતિમાં શું વસ્તુઓ તપાસવાની છે, શું બાબતો સમજવાની છે તે નક્કી કર્યા પછી તેનું માપ નક્કી કરાય છે.

આમ, શિલ્પમાં અભિવ્યક્તિમાં સ્વતંત્રતાની સંભાવના સૌથી વધુ છે અમે પ્રતિકૃતિમાં સૌથી ઓછી અથવા તો એમ પણ કહી શકાય કે પ્રતિકૃતિમાં કયારેક તો આવી સ્વતંત્રતા હોતી જ નથી. સ્થાપત્યમાં ક્યાંક આવી સ્વતંત્રતા મળી રહે છે અને ક્યાંક તે બાધિત પણ હોય છે, શિલ્પમાં સર્જનાત્મકતા તથા સંવેદનશીલતા મહત્ત્વનાં છે જ્યારે પ્રતિકૃતિની રચનામાં હાથનું કૌશલ્ય વધુ અગત્યનું ગણાય છે. સ્થાપત્ય એ કળાત્મક પણ તર્કબદ્ધ નિર્ણયોને આધારિત ક્ષેત્ર છે. □

---

ગવર્નમેન્ટ, તર્ક અને નાયકનો આવેગ આ બધા વચ્ચેનો સંઘર્ષ એ સર્વસામાન્ય વિષય છે. આ બધાં નાટકો ટ્રેજડિ છે અને યેટ્સને મન કરુણાંત નાટકોની કળા એ ઊર્મિબદ્ધ કળા (Tragic art is above all passionate art) એની તીવ્ર ઊર્મિ (passion) વિશેની વાત સમજવા જેવી છે. એના મતે હૃદયની એકતાને કોઈક અવરોધ  એના અસ્તિત્વને ગૂંગળાવી નાખે અને એની એકતાને ખલેલ પહોંચાડે.

'ડેઇડ્રે'માં વીરનાયકના ગૌરવને વ્યક્ત કરતી અંતિમ ક્ષણોનું આલેખન છે જે એની ટ્રેજિક વિશેની વિભાવનાનો અંશ પ્રગટ કરે છે. યેટ્સમાં ત્રીજો વળાંક ૧૯૧૩માં એઝરા પાઉન્ડ (Ezra Pound) સાથેની મુલાકાતમાં આવે છે. એઝરા પાઉન્ડે તેને જાપાનનાં નાટકોનો અભ્યાસ કરવાની ભલામણ કરી. એ નાટકો વિશિષ્ટ, અપ્રત્યક્ષ અને સાંકેતિક પ્રતીકાત્મક હતાં. આ સંપન્ન ડ્રામાએ યેટ્સને મુક્ત પ્રતીકાત્મક અને ધાર્મિક કર્મકાંડ પ્રકારની શક્યતાઓ તપાસી જવાની સૂચના કરી.  યેટ્સે જાપાનીસ 'નો' (Noh) થીએટરની ઘણી લાક્ષણિકતાઓ પ્રયોજીને 'ઍટ ધ હૉક્સ વેલ' (At the Howk's Well) નાટક પ્રગટ કર્યું (૧૯૫૭.)

યેટ્સે પ્રાચીન અલ્સ્ટર (ulster)ના નાયક કુચુલેન (Cuchulain)ની કથાઓને આધારે એ નાટક રચ્યું. નાટકનો મુખ્ય નાયક દંતકથાઓ પર આધારિત હતો. અંગ્રેજી ભાષામાં જાપાનીસ થીએટરની લાક્ષણિકતાઓ પ્રયોજીને રચાયેલું એ પહેલું નાટક હતું. નાટકનું સ્વરૂપ સાંકેતિક, ભાવવાચક-અમૂર્ત, પ્રતીકાત્મક અને ધાર્મિક વિધિને આનુષંગિક છે અને એ બીજાં નાટકોથી જુદું પડે છે. નાટક પદ્યમાં લખાયું છે અને એના આરંભ-અંત મંચ પરના સંગીતકારોનાં અર્થઘટનોથી અને એમની ટિપ્પણીઓથી આવે છે. સંગીતકારો વ્યક્તિગત અને સમૂહમાં પણ પોતાનું મંતવ્ય રજૂ કરે છે. (ક્રમશઃ) □

# બુધસભા અને હું

## દિલીપ વ્યાસ

૮૩ વર્ષથી અખંડ પ્રજ્જવલતો અને અજવાળાં પાથરતો અનન્ય કવિતાદીપ એટલે બુધસભા. એનું તેજકિરણ ૩૫ વર્ષ પૂર્વે મને પ્રેરણા આપતું એમ આ લખવા બેઠો છું ત્યારે ય પ્રેરણા આપી જાય છે. મારી કલમ માટે આ અસાધારણ ઘટના છે. ૧૯૭૯ની સાલમાં હું વતન સૌરાષ્ટ્રથી પતરાનો ટ્રંક લઈને સોમનાથ મેલમાં અમદાવાદ હ.કા. આર્ટ્સ કૉલેજમાં ભણવા આવ્યો. કૉલેજની હૉસ્ટેલ નદીકિનારે ભદ્ર-લાલ દરવાજાસ્થિત વિક્ટોરિયા ગાર્ડનને અડીને આવેલી. સામે જ તોતિંગ એલિસબ્રીજનો દેખાય. પંદર દિવસમાં જ બુધસભામાં જવાનું આરંભી દીધું. મારે તો બુધસભા ઢૂંકડી. (દૂર હોત તો યે ફેર ન પડત) સીધો જ રસ્તો : રાયખડ, ખમાસા, આસ્ટોડિયા ને પછી તરત રાયપુર દરવાજાથી 'કુમાર કાર્યાલય'માં ચાલીને ય ૧૫-૨૦ મિનિટમાં આરામથી પહોંચી શકાય. લાગે છે બુધસભાની સૌથી નિકટમાં મારું નિવાસસ્થળ હશે! ૨૦૦૬માં પરિષદમાં થોડું પ્રકાશન અધિકારીનું કામ કર્યું ત્યારે તો નિર્વિવાદ નિકટતમ નિવાસ કેમકે બુધસભા ભોંયતળિયાના હૉલમાં મળે ને મારું રહેઠાણ ઉપર બીજે માળે. જોકે, એ જુદી વાત છે કે, ૧૯૭૯ના અમદાવાદ અને ૨૦૦૬ માંહ્યલા વચ્ચે જમીન-આસમાનનું અંતર હતું. એક, 'અડધો કપ ચા મૂકજો'વાળું કરકસરિયું ને સાચુકલું. બીજું, પિઝા ખાતું ને ગ્લૅમરગ્રસ્ત. હા, બુધસભા બંને કિસ્સામાં એકસમાન નિહાળી હતી ખરી : ઉષ્માસભર અને નિયમપ્રિય.

૧૯૭૯માં બુધસભા હજી 'કુમાર કાર્યાલય'માં જ મળતી. મુ. બચુભાઈની અસ્વસ્થ તબિયતને લીધે મુ. ધીરુભાઈ સંચાલન કરતા. રાત્રિના ૮ થી ૯નો સમય. પહેલીવાર ધડકતે હૃદયે બુધસભામાં ગયો ત્યારનું દૃશ્ય આજે ય યાદ છે. મધ્યમ મજાના અજવાળે 'કુમાર કાર્યાલય'ને દરાજે બેત્રણ કવિજનો ઊભેલા. એક કવિએ મારું નામ પૂછ્યા પછી પોતાનું નામ જણાવ્યું અરવિંદ શાહ. પછી સભામાં ધીરુભાઈએ 'ધૂનીભાઈ, કાવ્ય લાવ્યા છો ને!' એ પ્રેમાદેશ કર્યો ત્યારે જ લાઇટ થઈ કે અરે, આ તો ધૂની માંડલિયા. પછી તો મધુકાન્ત કલ્પિત ને રશ્મિન પટેલ જેવા કવિઓનો પરિચય થયો. આગળ જતાં બુધસભાએ હરીશ ધોબી, હર્ષદ ત્રિવેદી, જગદીશ વ્યાસ, રાજેશ વ્યાસ 'મિસ્કીન', બાપુભાઈ ગઢવી ને પ્રવીણ પંડ્યા જેવા વહાલસોયા કવિમિત્રોની સોગાદ આપી. (કિરીટ દૂધાત તો બચપણનો મિત્ર, એટલે પહેલેથી હતો જ.) મારી ગઝલને બુધસભાએ જમીન આપી છે તો એચ.પી. હોટેલ પોએટ્સે આસમાન. જમીન-આસમાન બંને જરૂરી. બેમાંથી એકેક વિના ન ચાલે.

૧૯૮૦માં બુધસભા પરિષદને અર્પણ કરાઈ. પોતાનું મકાન બંધાતું હોવાથી પરિષદ અમારી એચ.કે. કૉલેજમાં બેસે. આ સમયે રઘુવીરભાઈ અને ચંદ્રકાન્ત શેઠ પણ બુધસભામાં આવતા. એકવાર લાભશંકર ઠાકર આવ્યાનું સ્મરણ છે. કિરીટ ત્યારે અછાંદસ લખતો. પાંચ શેરની ગઝલ મુશાયરા શૈલીમાં હું મોઢે બોલું એમાં નવાઈ નહોતી. કિરીટ તો દોઢ પાનાનું અછાંદસ, લીટીયે ભૂલ્યા વિના, મોઢેથી વાંચતો. ખુદ રઘુવીરભાઈ અચંબો પામી જાય.

પરિષદનું મકાન બંધાયાં પછી બુધસભા ત્યાં કાયમને માટે સ્થળાન્તરિત થઈ. બુધસભા આવે એની અમે કાગડોળે વાટ જોતા. મારા અંગ્રેજીના અધ્યાપક કવિ અબ્દુલ કરીમ શેખને ય કયારેક અમે બુધસભામાં લઈ આવતા, શેખસાહેબ લહેજતથી આવે. અહીં સ્વ. મુરબ્બી પિનુભાઈ - પિનાકિન ઠાકોરનો વડીલશાહી દસકો. કાવ્ય વંચાઈ રહે એટલે સૌપ્રથમ પિનુભાઈનો અભિપ્રાય પૂછાય. પરંતુ કવિતાની વિભાવના બાબતે પ્રસંગ આવ્યે સામસામી બે છાવણીઓ પડી જતી. એક બાજુએ પિતાની ઉમરના પિનુભાઈ એકલા ને બીજી બાજુએ અમારી ટોળકી. જો કે, કટ્ટર સૈદ્ધાન્તિક શત્રુઓ છતાં, અમને પિનુભાઈ વિના ન ચાલે ને પિનુભાઈને અમારા વિના. બુધસભા પત્યા પછી ફૂટપાથ પર અમારી ટોળકીનો ચા-પાણી, કસુંબા-પાણીનો દોર ચાલે. અહીં કાવ્યચર્ચા ઉપરાંત 'આવતે બુધવારે' પિનુભાઈને મ્હાત કરવાની વ્યૂહરચનાયે ઘડાય.

એક વખત કિરીટના અછાંદસમાં 'આંસુમાં પાઘડી તરે' જેવી પંક્તિ આવે. કાવ્ય વંચાયા પછી રાબેતા મુજબ ચર્ચા શરૂ થઈ. પિનુભાઈએ પાઘડીવાળી પંક્તિ કિરીટ પાસે પુનઃ વંચાવી. પછી કિરીટ સામું દૃષ્ટિ સ્થિર કરીને બોલ્યા, 'આમ જુઓ, આંસુ કેવડું હોય?' 'પાણીના ટીપા જેવડું', કિરીટે કહ્યું. સંતુષ્ટિ વ્યક્ત કરી પિનુભાઈએ આગળ પૂછ્યું, 'અચ્છા, પાઘડી કેવડી હોય?' 'મોટી બધી'. નિશાળિયા જેમ કિરીટ

**(અનુસંધાન પૃ. ૪૨ પર)**

વાર્તા

# દીદી... મારી દીદી

## નિમિષા દલાલ

**મા**રી ચાવીથી દરવાજો ખોલી હું અંદર આવી. હૉસ્પિટલમાં મમ્મીની હાલત મારાથી જોવાતી નહોતી. પપ્પા હજુ હૉસ્પિટલમાં મમ્મી પાસે જ હતા. મૌલિક અમેરિકાથી આવ્યો નહોતો. મારે પણ મમ્મી પાસે જ રહેવું હતું પણ પછી ઘરનું ધ્યાન રાખવાનું હતું ને ! ઘરનું કે... પછી... પપ્પાએ શિખામણોનું પોટલું બાંધીને મને ઘરે મોકલી દીધી.

હજુ તો અંદર આવીને સહેજ આંખ બંધ કરી સોફા પર બેઠી કે અવાજ આવ્યો :

'મ...મ...' મને ખૂબ ગુસ્સો આવ્યો. એ ખૂબ નજીક આવી મને ઢંઢોળવા લાગી.

'મ...મ...' 'મ' સિવાય બીજું કશું એ બોલી જ નહોતી શકતી. મેં આંખ ખોલ્યા વિના જ જોરથી એને ધક્કો માર્યો. એ દૂર ફંગોળાઈ, રડવા લાગી. મેં આંખ ખોલી એની સામે જોયું. એક વખત તો દયા પણ આવી. બીજી જ પળે મમ્મી દેખાઈ. મમ્મીની આ સ્થિતિ માટે એ જ જવાબદાર છે. ન તો એ હોત... ન તો એ મારી વસ્તુઓને અડતે... ન તો મને ગુસ્સો આવતે... ન તો હું એને મારતે... ન તો મમ્મી એને બચાવવા આવતે... ન તો મમ્મી આજે હૉસ્પિટલમાં હોતે... એક એ ના હોત તો દુનિયામાં શું ઓછું થઈ જવાનું હતું ? હું ત્યાંથી ઊઠીને મારી રૂમમાં જતી રહી અને ફૅન ચાલુ કરી બેડ પર પડી. બે દિવસ પહેલાંનો એ બનાવ મારી આંખ સામે આવી ગયો.

હું કૉલેજથી આવીને મારા રૂમમાં ગઈ તો...

'મમ્મી... મમ્મી...' બોલતી હું મમ્મીને શોધતી રસોડામાં ગઈ.

'મમ્મી, જો દીદીએ મારા મેક અપ બૉક્ષનું સત્યાનાશ વાળી નાખ્યું.'

'કંઈ નહીં બેટા, હું તને નવો અપાવી દઈશ.' મમ્મીએ મારી સામે જોયા વિના ભાખરી બનાવતા જવાબ આપ્યો. આ મમ્મી, કદી દીદીને કંઈ કહેશે નહીં. હું પગ પછાડતી રૂમમાં આવી. દીદી જાણતી હતી કે મમ્મી તેને કંઈ કહેવાની નથી એટલે એ તો બિન્દાસ મેક અપ કરતી હતી. મેં એના હાથમાંથી મેક અપ બૉક્ષ ઝૂંટવવાની કોશિશ કરી પણ એ બૉક્ષ લઈને ઘસડાતી રસોડા તરફ ભાગી... ખબર નહીં મારા મગજ પર ઝનૂન સવાર હતું. નાનપણથી મનમાં ને મનમાં ઘૂંટાતો ગુસ્સો એ દિવસે નીકળી ગયો ને મેં દીદીને વાળ ખેંચી ખેંચીને મારી. મમ્મી રસોડામાંથી આવી મને અટકાવવાની વ્યર્થ કોશિશ પણ કરી... અને દીદીને લોહી નીકળ્યું એટલે હું મારી રૂમમાં ભાગી ગઈ.

જ્યારથી સમજણી થઈ છું ત્યારથી દીદીને જોઉં છું... બધાં એને ખૂબ લાડ કરે. મને જે અપાવે તે એને માટે લેવાનું જ હોય. હું સ્કૂલે જતી ને મારે માટે સ્કૂલબૅગ લવાતી તો તે રડીને માગતી અને પપ્પા લાવી આપતા... સ્કૂલબૅગ ખભા પર ભરાવીને એ આખા ઘરમાં ફરતી. મારે મારી જાતે ખાવાનું ને તેને મમ્મી લાડથી કોળિયા કરીને ખવડાવતી. એક વાર તો મારી સ્કૂલની રિક્ષામાં બેસવાની એવી જીદ કરી કે એ રિક્ષામાં સ્કૂલે આવી અને પપ્પા એને કારમાં પાછી ઘરે લઈ ગયા. અને મૌલિક ? મારો નાનો ભાઈ, એ પણ એને વહાલ કરતો. એની સાથે રમતો. એ અમેરિકા ભણવા ગયો ત્યારે રોજ એ ત્યાંથી ફોન કરતો અને માત્ર દીદી સાથે વાત કરતો. દીદી અહીંથી ખાલી 'મ...મ' કર્યા કરતી ને ફોન પર એની લાળ લાગ્યા કરતી.

ગંદી દીદી... પગ પર ઊભી ન થઈ શકતી, મોંમાંથી હંમેશાં લાળ પડ્યા કરે... હાથ પણ કોણીએથી વળેલા. અને 'મ' સિવાય તો કશું બોલતા આવડે નહીં. એની ભાષા ખાલી મમ્મી અને પપ્પા જ સમજી શકતાં. મેં કદી સમજવાનો પ્રયત્ન નહોતો કર્યો. હું એને ખૂબ નફરત કરતી. અને તે દિવસે મારી વસ્તુને એ અડી એટલે મારો ગુસ્સો જ્વાળામુખીની જેમ ભભૂકી ઊઠયો. હું બેડ પર પડી રડતી રહી. એ આવીને મને ખેંચવા લાગી.

'મ...મ...' ટેબલ પરથી મમ્મીનો ફોટો લીધો ને બતાવતા 'મ... મ...' મેં ફોટો એના હાથમાંથી લઈ લીધો તો એણે મારા કપડાં ખેંચ્યાં અને બહારની રૂમ તરફ ખેંચવા લાગી... મમ્મીના ફોટા તરફ આંગળી કરી ઇશારાથી સમજાવ્યું કે મમ્મીને કંઈ થયું છે. મમ્મી બોલતી નથી. હું ઝડપથી બહારની રૂમ તરફ દોડી. મમ્મી બેભાન પડી હતી. બાજુના ઘરમાંથી ડૉક્ટરને બોલાવ્યા, એમણે તાત્કાલિક હૉસ્પિટલમાં દાખલ કરવાનું કહ્યું. પપ્પાને ફોન કરી સીધા હૉસ્પિટલ બોલાવી દીદીને ઘરમાં પૂરી મમ્મીને હૉસ્પિટલમાં દાખલ કરી દીધી.

આજે બે દિવસથી મમ્મી જીવન-મરણ વચ્ચે ઝોલાં ખાય છે. મને ભાન જ નહોતું રહ્યું કે દીદી પણ એક માણસ છે. એને પણ વાગે... ને મમ્મી તેને ખૂબ પ્રેમ કરે છે. એક વિકલાંગને પ્રેમ સિવાય શું જોઈએ ? દીદી મારાથી ગભરાતી પણ મને કેટલો બધો પ્રેમ પણ કરતી. હું જીમમાંથી આવું ત્યારે પાણીનો ગ્લાસ લઈને આવતી. હું એનો પ્રેમ સમજ્યા વિના એ ગ્લાસ ફેંકી દેતી તોપણ એ બીજે દિવસે પાછી હાજર. તે દિવસે શાક

સમારતાં જરા ચપ્પુ વાગ્યું ને લોહી નીકળ્યું તો એ રડવા બેસી ગઈ ને પપ્પાને બોલાવી લાવી. એનો પ્રેમ હું કેમ સમજી શકતી નહોતી?

ત્યાં તો પાછો 'મ...મ' અવાજ આવ્યો ને અવાજે હું વર્તમાનમાં આવી ને મેં અવાજની દિશામાં જોયું તો દીદી પાણીનો ગ્લાસ લઈને મને ધરતી હતી. આ વખતે મેં એ પાણી ઢોળી નહીં નાખ્યું ને એની સામે જોતાં જોતાં પી ગઈ. એની આંખમાં ખુશીની કેટલી ચમક હતી! હું રડી પડી. એણે ઇશારાથી મને એના મોં પાસે બોલીને મારા ગાલ પર પપ્પી ભરી. મેં એની સામે મજાકભર્યા ગુસ્સાથી જોયું. એ ગભરાઈને થોડી પાછળ ખસી. મેં મારો ગાલ લૂછ્યો અને એનું મોં પણ. પછી મારા ગાલને એના હોઠ સામે ધર્યો. એ ખુશ થઈ મને વળગી પડી અને ક્યાં સુધી એના હોઠ મારા ગાલ પર રહ્યા. રાતે એની પથારીની સાથે મારી પથારી કરી બંને બહેનો વળગીને સૂઈ રહી. મમ્મીના ખોળામા જેવી હૂંફ લાગતી તેવી હૂંફ મને લાગી રહી હતી.

બીજે દિવસે સવારે પપ્પા આવ્યા તે પહેલાં દીદીને ઉઠાડી મેં તૈયાર કરી દીધી હતી. દૂધ પિવડાવતા મેં પૂછ્યું, 'દીદી, મમ્મીને મળવા આવીશ ?' એણે ખુશીમાં ડોકું હકારમાં ધુણાવ્યું.

'આજે લઈ જઈશ હું તને.' અમે બંને બહેનો પપ્પાની રાહ જોવા લાગ્યાં. પપ્પા આવ્યા ને અમને બંનેને તૈયાર જોઈ એમને નવાઈ તો લાગી પણ બોલ્યા વિના રૂમમાં જતા રહ્યા. પપ્પાને હૉસ્પિટલે મૂકવા જતાં દીદી તૈયાર થઈ.

'દીદી, હું પપ્પાને મૂકીને આવું છું તને લેવા. પપ્પાને સરપ્રાઇઝ આપીશું.

મેં દીદીના કાનમાં કહ્યું. પપ્પા આ જોયા કરતા હતા પણ બોલ્યા નહીં. હૉસ્પિટલે પપ્પાને ઉતાર્યા.

'પપ્પા મારે થોડું કામ છે હું ગાડી લઈ જાઉં છું.'

'તું મમ્મી પાસે નથી આવતી?'

'કામ પતાવીને આવું છું.'

'ઓ.કે.' પપ્પા અંદર જતા રહ્યા ને હું દીદીને લેવા ઘરે પાછી આવી. હૉસ્પિટલમાં વ્હીલચૅરમાં બેસાડી હું દીદીને આઈ.સી.યુ.માં મમ્મી પાસે લઈ ગઈ. પપ્પા આ જોઈ કંઈ બોલે એ પહેલાં જ મેં કહી દીધું :

'પપ્પા, પાંચ મિનિટ માટે ડૉક્ટરની રજા મેં લઈ લીધી છે.' પપ્પાને સવારથી જ મારું વર્તન વિચિત્ર લાગતું હતું પણ બસ એ બોલ્યા વિના મને જોઈ જ રહ્યા હતા... કદાચ આઘાતમાં હશે, પણ એમની આંખોમાંથી છલકાતી ખુશી હું જોઈ શકતી હતી.

'મ...મ...' દીદીએ મમ્મીને બોલાવી. મમ્મીએ કોઈ હરકત નહીં કરી. દીદી મમ્મીને ઢંઢોળતી રહી.

'મ...મ...' પણ મમ્મી આંખ ખોલી નહોતી રહી અને દીદીને મમ્મી પાસે આવી તેના કરતાં ખુશી એની વધારે હતી કે હું તેને અહીં લાવી હતી. તેને કહેવું હતું કે,

'મમ્મી, જો પૂજા મને અહીં લાવી છે, એણે મને તેનો ડ્રેસ પણ પહેરવા આપ્યો છે, મને પાઉડર લગાવી ચાંલ્લો પણ કર્યો છે, મારા માથામાં તેની હેરબૅન્ડ નાખી આપી છે, જોને હું કેટલી સુંદર દેખાઉં છું... મને પૂજાએ તૈયાર કરી છે. મને અરીસામાં પણ બતાવ્યું હતું' એ પોતાની 'મ...મ...'ની ભાષામાં કેટલું બધું બોલી... આજે મને એની ભાષા સમજાઈ રહી હતી. મમ્મીએ આંખ ન ખોલી. એટલે મેં એનો હાથ પકડ્યો અને તે મને વળગી પડી. મેં પણ દીદીને પ્રેમથી મારા શરીર સાથે ભીંસી. પછી એણે પપ્પાનો હાથ પકડીને હચમચાવ્યા ને જાણે કહ્યું, 'પપ્પા, તમે મમ્મીને ઉઠાડોને, આજે તો મને દૂધ પણ પૂજાએ પાયું. મમ્મી અને મેં એક પણ ટીપું ઢોળ્યાં વિના એ પીધું. મમ્મી, આજે હું ખૂબ ખુશ છું મમ્મી, જો ને. પૂજા અને મારી દોસ્તી થઈ ગઈ છે, મમ્મી. હવે પૂજા મારા પર કદી ગુસ્સે નહીં થાય.' પપ્પાએ પ્રેમથી તેના માથા પર હાથ ફેરવ્યો. એમની આંખો ભીની થઈ ને મારી પણ આંખોમાં ઝળઝળિયાં આવ્યાં અને એનો 'મ...મ..'નો અવાજ ધીરે ધીરે ધીમો પડતો ગયો. એ થાકી ગઈ હોય એમ લાગ્યું. એના મોંમાંથી લાળ ટપકતી હતી.

'મમ્મી, જો હું દીદીને લાવી છું. મમ્મી, સૉરી મમ્મી. મેં દીદીને પણ સૉરિ કહ્યું, મમ્મી. એણે મને માફ કરી દીધી હોં ને, દીદી?' દીદીએ ખુશ થઈને માથું હકારમાં ધુણાવ્યું. મ...મ...

'મમ્મી, હવે તો આંખો ખોલ.' ને હું રડી પડી. દીદી પણ મને વળગી. એની પણ આંખોમાંથી આંસુ સરી રહ્યાં હતાં. થોડી વાર રહીને એણે ફરી '.મ...મ' કહી મમ્મીને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો. પણ... પછી તે મમ્મીના શરીર પર હાથ ફેરવતાં ફેરવતાં ઢળી પડી. ત્યાં તો મમ્મીના દેહમાં સળવળાટ થયો ને મમ્મીએ આંખો ખોલી.

'દીદી, જો મમ્મીએ આંખો ખોલી.... દીદી... દીદી, તું બોલતી કેમ નથી ? જો દીદી, તું બોલશે નહીં તો હું ગુસ્સે થઈ જઈશ, હોં' પણ દીદી કંઈ બોલી નહીં... 'દી...દી...' મેં દીદીને ઢંઢોળી.... પણ એનો દેહ વ્હીલચૅરમાંથી જમીન પર ઢળી પડ્યો. ☐

ટૂંકી વાર્તા

# બૂટ

## દિનેશ દેસાઈ

**મા**રા લઘુ શોધનિબંધનો વિષય હતો, 'નવગુજરાતની ચળવળના નેતાઓનું પ્રદાન'. વિષય ધારીએ એટલો સહેલો તો નહોતો જ. જોકે વિષય મેં જ પસંદ કર્યો હોવાથી એમાં મને કશું અઘરું પણ લાગતું નહોતું. નિબંધલેખનની પૂરક સામગ્રી અને કેટલાક ફોટોગ્રાફ્સ માટે મારે અમદાવાદ, વડોદરા, સૂરત, રાજકોટ, ભાવનગર, જામનગર, મહેસાણા સહિત ઘણાં બધાં શહેરોની મુલાકાત લેવી પડી હતી. કેટકેટલા અનુભવો, માણસે માણસે જુદી વાત ને જુદો અનુભવ. હકુમતરાયના પ્રદાનની વિગતો મેળવવા માટે એમના ઘર સુધી તો પહોંચ્યો, પણ એ પછીની સફર આસાન નહોતી.

'ના, ભાઈ, ના. અમારે અમારા નાનાજી વિશે કોઈ વિગતો છપાવવી નથી. મહેરબાની કરીને તમે અહીંથી સિધાવો.' હકુમતરાયના દોહિત્ર તો એવી રીતે વાત કરતા હતા કે જાણે એમના દ્વાર ઉપર કોઈ ભિક્ષા લેવા આવ્યા હોઈએ.

રેશમકાન્ત દ્વિવેદિયા નામના નેતાનું પણ અલગ ગુજરાતની ચળવળમાં નોંધનીય પ્રદાન હોવાનું જાણીને એમની વિગતો મેળવવા પણ પ્રયાસ કર્યો. તેઓ તો જોકે દેવ થઈ ગયા હતા પણ એમનાં પરિવારજનોનો સંપર્ક કર્યો હતો. એમના બૅન્કર દીકરાએ તો તરેહતરેહના સવાલો કરીને મને ગૂંચવી જ દીધો હતો :

'તમે આ નિબંધ અને પુસ્તક તૈયાર કરીને શું સિદ્ધ કરવા માગો છો ? તમે મારા પિતાની વિગતો અને ફોટો છાપીને એમના નામને વટાવી ખાવા માગો છો ? રૂપિયા કમાવાના જાતજાતના નુસખાઓ તમે યુવાનો શોધી કાઢો છો? મારા પિતાને મર્યા પછી તો જંપવા દો. શું જોઈને તમે લોકો નીકળી પડો છો?'

આવા સવાલો કોઈ પણ અભ્યાસનિષ્ઠ વ્યક્તિને એનો અભ્યાસ પડતો મૂકી દેવા મજબૂર કરવા માટે પૂરતા હતા, પણ મારા મિત્ર નંદભાઈ મને સધિયારો આપતા.

મારા ગાઈડ ડૉ. નૌતમલાલને હું કહેતો પણ ખરો કે 'સાહેબ, આ નેતાઓએ ગુજરાતની સ્થાપના માટે જેમ જાત ઘસી નાખી હતી, એમ મેં એમના વિશે લખવા માટે મારા બૂટ ઘસી નાંખ્યા છે.'

બૂટ... પગરખાં માટે મને હંમેશા એક પ્રકારનું ઑબ્સેશન રહ્યું છે. કૉફી-બ્રાઉન રંગનાં વાદળી (દોરી)વાળા મૅટ્રો શૂઝ મેં હમણાં જ ચાર હજાર રૂપિયામાં લીધા. પ્રવાસમાં જવાનું હોય ત્યારે આ શૂઝ ખપ લાગે. અગાઉ પાંચ હજાર રૂપિયામાં ખરીદેલાં બ્લૅક પાર્ટી શૂઝ તો હતા જ. જે મોટા ભાગે હું પાર્ટી વૅર તરીકે જ પહેરતો. મૉર્નિંગ વૉક માટે ઍડિડાસનાં વ્હાઇટ સ્પોર્ટ્સ શૂઝ પણ ખરા. હા, હૉલ શૂઝનો શોખ તો એવો કે ચેઈનવાળા - હૉલ શૂઝ હું દર દીવાળીએ બનાવડાવું. જૂતાંકામનો એક કુશળ કારીગરનું માપ અને ફિટિંગ બેઉ મને ફાવી ગયેલાં. ચારેક હજાર રૂપિયામાં એ કારીગર અસ્સલ ચામડાના હોલ શૂઝ મને બનાવી આપે. કારના બદલે મૉટર-બાઇક ચલાવવાની થાય ત્યારે હું હોલ શૂઝ પહેરવાનું પસંદ કરું. આ સિવાય ડેઝર્ટ સફારી યા ફૉરેસ્ટ સફારીમાં જવાની વેળા આવે ત્યારે મને હોલ શૂઝપહેરવાનું ગમે. યુનિવર્સિટી - નોકરીના સ્થળે હું હંમેશાં સાદા અને લેશવાળા શૂઝ પહેરવાનો જ આગ્રહ રાખું છું કારણ કે ત્યાં દોરી છોડીને જ પ્રવેશ કરવાની કોઈ કડાકૂટ ન હોય. સવારે દોરી બાંધી તે બાંધી. પછી છેક સાંજે ઘરે પાછા ફરીએ ત્યારે દોરી છોડવાની આવે.

મારે બૂટ કોઈ પણ પહેરવાના હોય, છતાં હું દરેક બૂટની રોજ બરાબરની કાળજી લઉં. દરેક જોડી સાફસૂથરી અને ચકચકિત રાખવાની. લેધર શૂઝની પૉલિશ પણ હું જાતે જ કરું. બહાર નીકળ્યા પછી મોકો મળી જાય તો બહાર પણ પૉલિશ કરાવી લેવાની. અઠવાડિયામાં બે-ત્રણ વાર સ્પૉર્ટ્સ શૂઝ હું જાતે જ ધોઈને સજાવી રાખું. ઘરનાં નોકર-ચાકર પાસે હું આ કામ કરાવવાનો વિરોધી છું. હું માનું છું કે જૂતાં આપણાં છે, આપણે જ પહેરીએ છીએ, માટે આપણે જાતે જ તેની સાફ-સફાઈ કરવી જોઈએ. મારે જ્યારે કોઈ પણ કારણસર યા સામાજિક કામે કોઈના ઘરે જવાનો પ્રસંગ બને ત્યારે હું ખાસ દોરી વગરના બૂટ પહેરવાનું પસંદ કરું. ખાસ કરીને પાર્ટી શૂઝ અથવા તો પછી કદીક હોલ શૂઝ પણ ખરા. લેસ વિનાના બૂટ પહેરવાનું કારણ એટલું જ કે કોઈના ઘરે જઈએ ત્યારે શિષ્ટાચાર પ્રમાણે ઘરના આંગણે યા તો ઉંબરે શૂઝ કાઢવા જ પડે. આવા ટાણે જો આપણે દોરી વિનાના સૂઝ પહેર્યાં હોય તો એને કાઢવામાં અને ફરી પાછા પહેરવામાં અનુકૂળતા પણ રહે. મારા વૉર્ડરોબ પાસેના શૂઝ-એરિયામાં નહીં નહીં તોય એક ડઝનથી વધુ શૂઝનો ખજાનો તો ખરો જ.

મારી લેખન-સંશોધનપ્રક્રિયામાં લોકો તરફથી અસહકાર મળે ત્યારે હું નાસીપાસ થઈને કહું કે 'આ કામમાં માત્ર રૂપિયાનું

પાણી જ થાય છે એવું નથી, મારા તો બૂટ ઘસાઈ ગયા.'

આ સાંભળીને મારા વડીલમિત્ર પ્રદીપભાઈ મને કહે કે 'કેમ વળી, તારે ક્યાં બૂટની કમી છે? તારી પાસે તો ખજાનો છે ને.' આ લઘુ શોધનિબંધ તૈયાર કરવા પાછળ મેં કેટલાં દંડ-બેઠક કર્યાં છે, એ તો મારું મન જાણે છે. પત્રવ્યવહાર કરવામાં ટપાલ અને કુરિઅરનો ખર્ચ, ફોન-મોબાઇલનો ખર્ચ, લોકસંપર્ક - પ્રવાસમાં વળી પેટ્રોલનો ધુમાડો. બહારગામ પ્રવાસ કરતી વખતે રહેવા માટે હૉટલના ખર્ચા અને જમવાના ખર્ચા તો ખરા જ.

આ સંશોધનયાત્રા દરમિયાન અલગ ગુજરાતની ચળવળના એક દિવંગત નેતાના પુત્રે તો મને મ્હોં ઉપર ચોપડાવી પણ દીધી હતી કે 'તમે તો આ પુસ્તક લખીને રૂપિયા કમાઈ લેશો, પણ અમને તો કોઈ જ ફાયદો નહીં થાય ને?' હવે એને કોણ સમજાવે કે આ સંશોધન જ્યારે પણ પુસ્તક તરીકે છપાશે ત્યારે મને કંઈ કરોડો રૂપિયા કોઈ આપવાનું નથી. એને કોણ વાત સમજાવે કે હું મારા વાચન-લેખનના શૉખને પોષવા માટે આ કાર્ય કરી રહ્યો છું, કમાઈ લેવા માટે નહીં. જે રીતે મને શૂઝનું ઑબ્સેશન છે, એ જ રીતે મને વાચન-લેખનનું વળગણ પણ ખરું. પરંતુ આ વાત હું કોઈને કેમ કરીને સમજાવું કે વાચન-લેખન મારો શૉખ છે, બ્રેડ-બટર નથી. ધિસ ઈઝ નૉટ માઈ કપ ઑફ ટી.

મારા લઘુ શોધનિબંધ માટે મારે હવે માત્ર રામપ્રતાપ પટેલની જ વિગતો લેવાની બાકી હતી અને તેમનો ફોટોગ્રાફ મેળવવાનો બાકી હતો. મારા ગાઈડ ડૉ. નૈતમલાલના કહેવા પ્રમાણે મહેસાણાના આ સપૂતનું પ્રદાન આમ તો ઓછુ પરંતુ ધ્યાનાર્હ હોવાથી એમની વિગતો લીધા વિના આ સંશોધન અધૂરું જ ગણાય. મારા ગાઈડે કહ્યું એ પ્રમાણે એમના અને મારા વચ્ચે બૂટનું સામ્ય હતું. તેઓ પણ શૂઝ - પગરખાંનાં શોખીન હતા. કહે છે કે અમદાવાદની માંડવીની પોળમાં તેઓ રહેતા ત્યારે નવગુજરાતની ચળવળ વખતે પોલીસ ઉપર પથ્થરમારો કરવામાં પથ્થરો ખૂટી ગયા ત્યારે તોફાની યુવાનો માટે તેઓએ પોતાનાં જૂતાંનો ભંડાર ખુલ્લો મૂકી દીધો હતો. બસ, એમનો સંપર્ક યા સરનામું શોધવામાં મને નવ નેજાં પાણી ઊતરી ગયાં. કોઈ કહે કે રામપ્રતાપ મહેસાણા રહે છે, તો કોઈ કહે કે અમદાવાદમાં રહે છે. કોઈએ વળી એવી માહિતી આપી કે તેઓ તો પોતાની દીકરી સાથે રહેવા અમેરિકા જતા રહ્યા છે. કોઈ વળી એમ કહેતું કે તેઓ તો ક્યારનાય સ્વર્ગે સિધાવી ગયા છે. મને કશું સૂઝતું નહોતું. કોઈ દિશા મળતી નહોતી. એમના એકને ખાતર મારું કામ અધૂરું રહેતું હતું.

એવામાં પ્રદીપભાઈ મારા માટે આશાનું કિરણ લઈને આવ્યા. મને કહે : 'આ લ્યો રામપ્રતાપ પટેલનું સરનામું. અમદાવાદમાં પાલડી-વાસણા રોડ ઉપર સાબરમતી રિવરફ્રન્ટ તરફની સોસાયટીમાં તેઓ રહે છે. તેઓ ઘરની બહાર કશે નીકળતા નથી, બસ આટલી જ વિગતો ક્યાંકથી મળી છે.'

મેં તો બીજા જ દિવસે સાંજે કચેરી સમય પછી રામપ્રતાપભાઈને મળવા એમના ઘરે જવાનું મનોમન નક્કી જ કરી નાખ્યું. જો કે ધાર્યું તો ધણીનું જ થાય. બીજા દિવસે મોડી સાંજે ઘરેથી નીકળતાં જ મોડું થયું. રાતના છેક નવ વાગે નીકળ્યો પણ નસીબ એકાદ-બે ડગલાં આગળપાછળ હોય ત્યારે શું થાય? પાલડી પહોંચડતાં જ કારમાં પંકચર. રસ્તે જતા કોઈ માણસની મદદથી વ્હીલ બદલાવ્યું એમાં તો તેમના ઘર સુધી પહોંચતા દસ વાગી ગયા. આટલા મોડા કોઈના ઘરે પૂર્વસૂચના આપ્યા વિના ન જ જવાય. પરંતુ તારો સ્વભાવ એવો ખરો કે ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું, ચૉતરફ શિયાળાની રાતનો સન્નાટો. બોર્ડ લાગેલાં હોય એટલે સોસાયટી તો માંડ માંડ શોધી. આંતરિક રસ્તા ઉપર મારી કાર સિવાય કોઈ વાહનની અવરજવર જોવા ન મળે. રામપ્રતાપભાઈના ઘર વિશે પૂછવું તો કોને પૂછવું ? એમના ઘરનો ફોન નંબર પણ નહોતો કે જેથી ખુદ એમના ઘરે ફોન કરીને પૂછી શકાય. મળેલી માહિતી પ્રમાણે તેઓ તો એકલા જ રહે છે.

રામપ્રતાપભાઈની સોસાયટીનું નામ લખ્યું હતું એ બોર્ડ પાસે ધોબીની કેબિન હતી, બારણું બંધ હતું પણ અંદર લાઇટ ચાલુ હતી. આથી મેં બારણું ખટખટાવ્યું. કોઈ આધેડ માણસે માત્ર ડોકું જ બહાર કાઢ્યું.

મેં પૂછ્યું કે 'બંગલા નંબર નવ, રામપ્રતાપભાઈ...?'

પેલાએ ઘડીભર મારી સામે જોયું ન જોયું અને હાથથી ઈશારો કરીને સામેના ભાગે એક બંગલો બતાવ્યો. એ કશુંક બોલતો હતો કે 'પણ, એ તો...'

પરંતુ હું એની કોઈ વાત સાંભળ્યા વિના પેલા બંગલાની દિશામાં ઝડપભેર ચાલી નીકળ્યો. છેક છેવાડાનો બંગલો હતો. આસપાસના બંગલાઓમાં કોઈ ચહલપહલ નહોતી. જાણે સૌ જંપી ગયાં હતાં. બીજા બંગલાઓમાં તો ડિમલાઇટનો પ્રકાશ પણ ખરો. જ્યારે બંગલા નંબર નવમાં તો જાણે ઘોર અંધારું. એ ઘડી તો મને થઈ આવ્યું કે આ રામપ્રતાપભાઈ આટલી બધી કંજૂસાઈ કેમ કરતા હશે! સર્વત્ર અંધકાર હતો એમ તેમના

બંગલા ઉપર પણ અંધકારનો કબજો હતો. બંગલાના પ્રાંગણમાં જામી ગયેલાં ઘટાદાર વૃક્ષોમાં થઈને વહી આવતા પવનની સરસરાહટ શાંત માહોલમાં જાણે કાંકરીચાળો કરી લેતી હતી.

મેં બંગલાનો ઝાંપો ખોલવા પ્રયાસ કર્યો. જાણે વણવપરાયેલો પડ્યો હોય એવો અને વળી કાટ ખાધેલો, હવડ ઝાંપો. ક...ડ...ડ...ડ... ઝાંપાના કિચૂડાટથી સન્નાટામાં વિક્ષેપ પણ પડ્યો.ઝાંપો ખોલીને બંગલાના વિશાળ કૉમ્પાઉન્ડમાં મેં પ્રવેશ કર્યો ત્યાં તો બંગલામાં અચાનક ઝાંખો પ્રકાશ રેલાયો અને બંગલાની ભીતરથી એક સફેદ ઓળો મારી તરફ આગળ વધ્યો.

મને આવકાર આપતા કહ્યું : 'આવો, આવો... મનીષભાઈ, કેમ છો ?'

રાતના લગભગ દસ-સાડા દસ તો વાગી ચૂક્યા હતા. રાતના સન્નાટાને ચીરતો અવાજ. એમાંય આગંતુકનું નામજોગ સંબોધન ! મારા શરીરમાંથી તો એક લખલખું પસાર થઈ ગયું. રોમેરોમમાં કશુંક થઈ ગયું.

'આવો, આવો. અંદર આવો. મારું જ નામ રામપ્રતાપ પટેલ. અહીં હું એકલો જ રહુ છું. મને મળવા માટે આવ્યો છો ને?' - મારું આશ્ચર્ય શમ્યું નહોતું ત્યાં તો શ્વેત કેશ અને સફેદ લેંઘા-ઝભ્ભાવાળા આ તંદુરસ્ત વૃદ્ધે મારો હાથ પકડી લીધો ને હસ્તધૂનન કર્યું.

હું આંગણ વટાવીને ઉંબરા સુધી તો પહોંચી જ ગયો હતો. મેં ઘરના ઉંબરા બહાર બૂટ કાઢ્યા. એ વખતે હું ખાખી - મિલિટરી રંગના હોલ શૂઝ પહેરીને ગયો હતો.

મારા હોલ શૂઝ જોઈને વૃદ્ધની આંખોમાં અજબની ચમક આ ગઈ. મને કહે કે 'તમારા બૂટ સરસ છે. મને પણ બૂટનો ભારે શૉખ હતો. પણ હવે તો -'

હું એ વૃદ્ધની પાછળ પાછળ દોરવાતો દોરવાતો બંગલાના મુખ્ય બેઠક ખંડમાં પ્રવેશ્યો. ઘરમાં રાચરચીલું ખરું પણ જાણે વર્ષોથી બંધ હોય એ રીતે આખું ઘર હવડ હોય એમ જણાતું હતું. બેઠકખંડમાંથી બીજા ત્રણ અલગ અલગ ખંડમાં જવા માટેનાં બારણાં પડતાં હતાં.

'પણ, તમે તો મારા ઘરે સાંજે આવવાના હતા ને. જોકે રાતે આવ્યા એ ઠીક જ થયું. સાંજે હું તમને ન મળી શક્યો હોત.' - મારા આશ્ચર્યને બેવડાવતા વૃદ્ધ બોલતા હતા.

મારા માટે નવાઈની વાત એ હતી કે મને ક્યાંથી ખબર પડી ગઈ કે હું સાંજે આવવાનો હતો?

જોકે જેમતેમ કરીને મન મનાવ્યું.

અત્યાર સુધીમાં સંશોધન નિમિત્તે મને સૌથી વધુ સહકર અથવા પ્રેમભર્યો આવકાર આ વૃદ્ધે જ આપ્યો હતો. તેઓ તો ઇતિહાસનાં પાનાં ફંફોસવા માંડ્યા હોય એમ સંસ્મરણો કહેતા ગયા. તેઓ બીજા રૂમમાં ગયા અને હું એકલો પડ્યો ત્યારે ફરી એકવાર બેઠક ખંડમાં ભયનું એક લખલખું મારા શરીરમાંથી પસાર થઈ ગયું. ખૂબ ઓછો પ્રકાશ હતો. મને થયું કે આ મહાશય ટ્યૂબલાઇટના બદલે નાનકડો બલ્બ શા માટે વાપરતા હશે ?

થોડી મિનિટોમાં જ તેઓ બીજા રૂમમાંથી બેઠકખંડમાં પાછા ફર્યા. કેટલાંક પેપરકટિંગ્સ, થોડા ફોટોગ્રાફ્સ અને પોતાની વિગતોવાળા થોડા કાગળો તેમણે મારા હાથમાં મૂકતા કહ્યું કે 'જીવડાં-જીવાત બહુ ન થાય એટલા માટે હું ટ્યૂબલાઇટના બદલે નાનો બલ્બ જ પસંદ કરું છું.'

મને નવાઈ લાગી કે મારા મનના વિચારો આ વડીલ કઈ તે વાંચી જતા હશે ! મારી આગતાસ્વાગતા માટે ફક્ત એક ગ્લાસ પીવાનું પાણી તેઓએ મને આપ્યું હતું.

પાણીનો ગ્લાસ આપતા ઓ બોલ્યા હતા કે 'માફ કરજો, મનીષભાઈ. હું તો અહીં એકલો જ રહેતો હોવાથી તમારો કોઈ આતિથ્યસત્કાર કરી શકતો નથી.' મેં સૌજન્ય દાખવીને વિવેક પણ કર્યો હતો કે 'કશો વાંધો નહીં. તમે મને આટલી મદદ કરી, એ જ મારા માટે બહુ મોટી વાત છે. આમેય રાતના બાર - સાડા બાર વાગવા આવ્યા છે. હું નીકળું ?'

આટલું કહીને હું ઊભો થયો અને તેઓએ હકારમાં ડોકું હલાવ્યું તથા મારી સાથે હાથ પણ મિલાવ્યા. હું બેઠક ખંડની બહાર આવ્યો ને જોયું તો ઉંબરા પાસે મેં જે હોલ શૂઝ કાઢ્યા હતા, એમાંથી ડાબા પગ માટેનો બૂટ ગાયબ હતો. ઉંબરા પાસે જમણા પગમાં પહેરવાનો બૂટ જ પડ્યો હતો. મારી પાછળ પાછળ મને વળાવવા માટે બહાર આવેલા વૃદ્ધ તરફ મેં પ્રશ્નસૂચક નજર કરી.

તેઓ એટલું જ બોલ્યા કે, 'અરે, તમારો બીજો બૂટ ક્યાં જતો રહ્યો ? એમ લાગે છે કે કોઈ કૂતરું ખેંચી ગયું હશે....'

હું હજુ તો મનમાં એવું વિચારતો હતો કે આ વૃદ્ધને સુણાવી દઉં કે 'તમને ખબર હતી કે અહીં કૂતરાનો આવો ત્રાસ છે તો મારા બૂટ ઉંબરામાં કાઢવાના બદલે ઘરની અંદર કાઢ્યા હોત ને.'

એ વૃદ્ધને મારા મનની વાત કઈ રીતે સંભળાઈ ગઈ, એની મને તો ખબર નથી પણ તેઓએ માફીના સ્વરમાં મને કહ્યું કે,

અનુસંધાન] બુધસભા અને હું [પૃ. ૩૬ થી

બોલી ગયો. પિનુભાઈએ હકારમાં માથું હલાવી, કિરીટ પરથી દષ્ટિ ખસેડીને અમારા બધા પર ફેરવી. ક્ષણેક થંભ્યા ને વળતો જ હલ્લો બોલાવી દીધો; 'તો પછી, આવડા અમથા આંસુમાં આવડી મોટી પાઘડી કઈ રીતે તરે?' જરી થોભીને, બંને પંજા હલાવીને લાક્ષણિક (જે અમને નાટકીય લાગતી) શૈલીમાં રીપિટ કર્યું, 'કઈ રીતે?' અમે દિગ્મૂઢ બની ગયા. એ વખતે જગદીશ વ્યાસ વહારે ધાયો. પિનુભાઈથી યે એક સ્ટેપ આગળની દઢતા ધરીને બોલ્યો; 'તરે, પિનુભાઈ, તરે.' 'ન તરે, કદાપિ ન તરે.' પિનુભાઈએ આક્રમક પ્રતિકાર કર્યો. 'અલબત્ત તરે', જગદીશ ભારપૂર્વક વધ્યો. 'એમ કહી દેવાથી ન ચાલે. સાબિત કરી બતાવો'. પિનુભાઈએ ખુલ્લી ચેલેન્જ ફેંકી. જગદીશે પાશ્ચાત્ય કવિતાનો હવાલો આપીને સિદ્ધ કરી બતાવ્યું. પિનુભાઈ વળી કૈંક ઊભું કરવામાં સમર્થ હોય. સમયસરની દરમ્યાનગીરીથી ધીરુભાઈએ જ સમતોલ ઉકેલ તારવી આપ્યો. બીજો એક મજાનો પ્રસંગ યાદ આવે છે.

એ વખતે નાની ઉંમરનો જુવાન કવિ શૈલ બુધસભામાં નિયમિત આવે. શૈલને ઓછું સંભળાતું, કાને બહેરાશ. મોટી ઉંમરનો બહેરાપો તો સ્વીકાર્ય પણ નાની ઉંમરની ઊણપ અમારામાં કૌતુક જગાડે. છાનો ઉપહાસ કરવાની મજા પડી ગયેલી. ક્યારેક દાબી ન શકવાથી પ્રગટપણે મૂછમાં હસી જવાતું. શૈલ તરત પામી ગયો. એણે ય વળતું મૂછમાં હસવાનું ચાલુ કરી દીધું - જુદી રીતે. પોતાની કવિતા વાંચી, ચર્ચા સાંભળીને, અમારા કાવ્યવાચનનો વારો આવે એ ભેગું ખબરે ન પડે એમ શ્રવણયંત્ર ડિસકનેક્ટ કરી નાંખે. એક દિવસ જગદીશને વહેમ પડ્યો. ફૂટપાથ બેઠકમાં એણે આ અમને કહ્યું. અમે ચોંકી ઊઠ્યા : 'ન હોય!' 'છે જ, બિલકુલ છે.' જગદીશે ઉચ્ચાર્યું. પછી અમે નક્કી કર્યું કે આ તો હરગીજ ન ચાલે. સર્વાનુમતે ઠરાવ થયો. પછીના જ બુધવારે બુધસભા પત્યા પછી અમે શૈલને ઘેર્યો. પરાણે ચા પીવા લઈ ગયા. ચા-પાણી પત્યા પછી કાર્યવાહી હાથ ધરીને શૈલને ખખડાવી નાંખવા અમે મેદાને ઊતરી પડ્યા, એ તો જગદીશે ધ્યાન દોર્યું, શૈલને આદેશ કર્યો, 'સૌ પહેલાં મશીન ચાલુ કર!' અમને ભાન થયું કે જગદીશે ધ્યાન ન ખેંચ્યું હોત તો આ વખતેય અમારી મહેનત એળે જાત. અમારું તો જગદીશ વિશે માન વધ્યું, પોતા પરની કાર્યવહીની દશામાં હોવા છતાં શૈલથીયે મરક્યા વિના ન રહેવાયું. જગદીશ હસ્યો; 'જુઓ, હું નહોતો કે'તો.' આજે તો જગદીશ નથી. જગદીશે અકાળે વસમી વિદાય લીધી છે!

આજે વર્ષો પછી પણ, જગદીશના નામ આગળ હું 'સ્વર્ગસ્થ' એવું લખી શકતો નથી. કદાચ હજી સુધી મને ભાન નથી થયું કે જગદીશ નથી રહ્યો. અથવા કદાચ માનું છું કે, જગદીશ તો અમર જ હોય, બુધસભાની જેમ. □

---

'માફ કરજો, પણ હું તમને કહેવાનું ભૂલી ગયો કે બૂટ બહાર ન કાઢશો. બૂટ પહેરી રાખ્યા હોત તો પણ ચાલત...'

એ જોઈ શક્યા કે હું થોડો ખિન્ન થઈ ગયો હતો. બંગલાના આંગણામાં ચોતરફ અંધારું હતું. બેઠકખંડના બલ્બનો ઝાંખો પ્રકાશ પણ ક્યાં સુધી પહોંચી શકે? હું હજુ તો વિચારતો જ હતો કે મારો બીજો બૂટ શોધવો તો શોધવો ક્યાં?

એવામાં વૃદ્ધ રામપ્રતાપે મને કહ્યું કે, 'તમે અહીં જ ઊભા રહો. હું હમણાં જ ઘરમાં જઈને ફાનસ લઈ આવું, પછી આપણે તમારો બૂટ શોધી કાઢીએ.' - આટલું કહીને તેઓ તો બંગલાની ભીતર ઝાંખા પ્રકાશમાં ચાલ્યા ગયા. ખાસ્સી વાર લાગી પણ તેઓ તો અંદર ગયા તે ગયા. પાછા બહાર આવ્યા જ નહીં. આમ ને આમ દસ-પંદર મિનિટ વીતી ગઈ. પવનની એક થપાટે ઘરનું બારણું ધડામ... અવાજ સાથે બંધ થઈ ગયું જોકે અવાજ એટલો જોરદાર હતો કે સોસાયટીમાં પથરાયેલા અંધકાર વચ્ચે અવાજની દિશા પારખીને દંડો પછાડતો કોઈક ચોકીદાર આવી પહોંચ્યો. મોંઢે અને માથે મફલર અને ટોપી હોવાથી ચહેરો જોઈ શકાય એવો નહોતો, પણ ચોકીદાર જ લાગતો હતો.

બંગલાની બહારના ભાગે ખખડેલા ઝાંપા પાસે ઊભા રહીને ચોકીદારે રીતસર બૂમ જ પાડી : 'કૌન હૈ, કૌન હૈ વહાં?' - ઝાંખા પ્રકાશમાં પણ એ જાણે મને તાકી રહ્યો હતો.

મારા જમણા પગનો એક બૂટ હાથમાં લઈને હું એની નજીક પહોંચ્યો અને કહ્યું કે 'મૈં રામપ્રતાપ પટેલ કા ગેસ્ટ હૂઁ ... વો ભીતર ગયે હૈ... ઈસ લિએ ઉનકી રાહ દેખતા થા...'

ચોકીદાર તો આ સાંભળીને ચમકી ગયો અને બોલ્યો કે 'કિસ કી બાત કર રહે હો, બાબુજી ? રામપ્રતાપજી કો ગુજરે હુએ તો તીન સાલ હો ગયે! તબસે યહાં તો કોઈ નહીં રહેતા. પતા નહીં, ઉનસે મિલને લોગ ચલે આતે હૈ ઔર વો આપ જૈસો કો મિલતે ભી હૈ... મેરી કુછ સમજમેં નહીં આતા. બાબુજી, આપકા એક જૂતાં ભી ગુમ હો ગયા હોગા...!' □

વેદ-ઉદ્યાન (૯)

# કુદરતી ઉપચાર

**કપિલભાઈ ઓઝા**

**મૂળ મંત્ર**

ईष्कृतिर्नाम वो मातायो यूयं स्य निष्कृतीः ।
सीराः पतत्रिणी : स्थन यदामयति निष्कृघः ॥

(ઋ. ૧૦/૯૭/૭, યજુ. ૧૨/૮૩)

**શબ્દાર્થ :** હે મનુષ્યો! (यूयम्) તમે લોકો આ (वः) તમારી (माता) માતા જેવી (ईष्कृतिः नाम) જેનું નામ પ્રકૃતિ, પૃથ્વી કે કુદરત છે તેને (अथ) તથા આ (निष्कृतिः) તેમાંથી ઉત્પન્ન થએલી વનસ્પતિઓ (અને) રોગોને બહાર કાઢનાર એવી ઔષધિઓને (स्थ) ઓળખનાર થાઓ. જે ઔષધિઓ (सीराः) શરીરની દરેક શીરા, નસનાડીઓમાંથી (पतत्रिणी) રોગોને ચલાયમાન કરી નાશ કરે (स्थन) છે (अथ) તથા (यत्) જે કંઈ (आमयति) રોગને વધારનાર કારણ જેવા કે આમ, કાચો મળ, અપકવ વાત, પિત્ત, કફ તેને (निष्कृधः) બહાર ફેંકે છે.

***(મહર્ષિ દયાનંદ સરસ્વતિજીના વેદ ભાષ્યને આધારે)***

**વિચાર-વિસ્તાર**

વેદોમાં વિવિધ વિષયોને આવરી લેતાં અનેક સૂકતો છે. સૂકત એટલે જે તે વિષયના વિવેચનના મંત્રો (વિચારો)નો સમૂહ જેમ કે વિશ્વવ્યાપી પરમેશ્વર માટે પુરુષ સૂકત, નદીઓ પર નદી સૂકત, (કે જળ સૂકત) વિશ્વપ્રપંચ પર નાસદીય સૂકત, દાનની મહત્તા પર દાન સૂકત, વાણી પર સાક સૂકત, જુગાર પર અક્ષ સૂકત વગેરે. તેવી જ રીતે ઉપરનો મંત્ર જેમાં છે તેને ચિકિત્સા સૂકત અથવા ઔષધિ સૂકત કહે છે.

આ સૂકતના આર્ષદૃષ્ટા ભિષણ ઋષિ છે. આ સૂકત ઋગ્વેદ મંડલ ૧૦માં ૯૭માં ક્રમે મંત્ર ૧ થી ૨૩ તથા યજુર્વેદ અધ્યાય ૧૨માં મંત્ર ૭૫ થી ૧૦૧ સુધી વિસ્તાર પામેલ છે. ઓછાવધુ અક્ષર ફેરફાર સાથે સૂકતનો છંદ અનુષ્ટુપ છે. સોળ અક્ષરની એક પંક્તિ એવી બે પંક્તિ (અથવા આઠ અક્ષરના ચાર વિભાગ ગણી) કુલ ૩૨ અક્ષરના બંધારણને અનુષ્ટુપ છંદ કહે છે. મહાભારત, વાલ્મિકી રામાયણ, ભગવદ્ ગીતા જેવા સદ્સાહિત્યો અનુષ્ટુપ છંદમાં રચાએલાં છે.

આખા સૂકતમાં ઔષધિના ગુણો, માત્રા, પ્રભાવ, વૈદની ફરજો તથા જે તે વનસ્પતિના ઔષધીય ગુણો બહુ વિસ્તારથી વર્ણવેલા છે. કોઈ ઔષધિ માનવના મનને પ્રસન્ન કરે છે (ગળો), કોઈ ઔષધિ માતા જેવી ઉપકારક છે (હરડે), કોઈ પ્રદૂષણને દૂર કરે છે (તુલસી, લીમડો, પીપળો, ગુગળ ઈ.), કોઈ ઔષધિ (જેમ કે ઘા-બાજરિયું) વાગવાથી પડેલા ઘા કે વ્રણને દૂર કરી લોહી વહેતું અટકાવે છે. સૂંઠ, કાળા મરી, લીમડો, તુલસી જેવી વનસ્પતિ તાવ, ટાઢ, શરદી, સળેખમ, ઝેરી મેલેરિયા ઈ.ને દૂર કરે છે તો કોઈ વનસ્પતિ શક્તિ તથા વીર્યપ્રદાન કરે છે (જેમ કે રસાયણ ચૂર્ણ, કૌંચા તથા આમળાં).

આમ પૃથ્વીમાંથી પૃથ્વી પરનાં જ હવાપાણી, તેમ જ તેજ મેળવીને બનતી વિવિધ પ્રકારની (વેલાઓ, છોડ, ઝાડ, ફળ ફૂલ પાન મૂળ, ડાળી, છાલ) વનસ્પતિઓ ઔષધિ-ગુણો ધરાવે છે. આ મંત્રમાં આવી વનસ્પતિઓને (निष्कृत्ति) શબ્દથી ઓળખેલ છે. (निष्कृति) એટલે શરીરના વિવિધ ભાગોમાં (सीरा) શીરા, લોહીની સૂક્ષ્મ નલિકાઓ દ્વારા પ્રવેશી રોગનાં જંતુ, કૃમિ ઈ. દોષોને બહાર ફેંકનાર ઔષધ ય.અ. ૧૨ના ૧૦૦માં મંત્રમાં લખ્યું છે : दीर्घायुष्य ओषधे खनिता यस्मै च त्वा खनाम्यहम આ ઔષધરૂપ વનસ્પતિને ખોદીને, વાટીને અમે દીર્ઘ (લાંબા) સ્વાસ્થ્યપૂર્ણ આયુષ્યવાળાં થઈએ.

આમ, વનસ્પતિજન્ય ઔષધોના અનેક ઉપકાર આ સૂક્તમાં વર્ણવેલ છે.

આ સ્થૂળ ઔષધિઓ માંદાને સાજા થવામાં ઉપયોગી જરૂર છે પરંતુ આ નિષ્કૃતિથી પણ ઉપરવટ એવી એક ઔષધિ છે જેને આ વેદમંત્ર इष्कृति (ઈશ+કૃતિ ?) કહે છે इष्कृति એટલે પ્રકૃતિ, કુદરત, પ્રાકૃતિક પ્રભાવ. જ્યારે શરીર ઔષધિને પણ પચાવા નાકામયાબ બને છે. ત્યારે તો કુદરત જ એક સહારો છે.

કુદરત જ સર્વશ્રેષ્ઠ છે. માણસે જાતે જ સંયમિત, નિયમિત અને કુદરતના નિયમને અધિન રહી આહાર-વિહાર રાખવા જોઈએ. કહ્યું છે કે 'પથ્ય પાળતાં રોગીને ઔષધનું શું કામ ?' પથ્ય એટલે કુદરતી (इष्कृति) વ્યવસ્થાને અનુકૂળ એવું જીવન કુદરતનું કાર્ય (પ્રાકૃતિક ચિકિત્સા વડે) આપણા માટે વધુ હિતકારક છે. ઔષધિ કે આધુનિક ચિકિત્સાવિજ્ઞાન (એલોપથી)થી હારેલા, થાકેલા, પૈસેટકે ખુવાર થએલાઓ

જ્યારે કુદરત કે ઈશ્વરને શરણે જાય છે ત્યારે તેનાં સર્વ કષ્ટ, રોગ તથા પીડાઓ દૂર થાય છે. આ કોઈ ભ્રમિત દૈવી ચમત્કારની વાત નથી, અનેકોનો અનુભવ છે.

આપણું શરીર ભૂમિ, જલ, વાયુ, અગ્નિ અને આકાશ એમ પંચમહાભૂતનું બનેલું કહેવાય છે. માંસ તથા હાડકાંમાં માટી (ભૂમિ) છે, લોહીમાં જળ છે, શ્વાસ-ઉચ્છવાસમાં વાયુ છે, આંખ, કાન, વાચા, ઉદર (પેટમાં જઠરાગ્નિ રૂપે) અગ્નિ છે તથા આ સર્વ કંઈનું અસ્તિત્વ એટલે વિસ્તૃત આકાશ. દેહનિર્માણ થતાં આ પાંચ તત્ત્વોનું સંયોજન થાય છે, દેહવિલીન થતાં વિસર્જન થાય છે. જ્યાંથી, જેમાંથી આવ્યાં ત્યાં અને તેમાં જે તે તત્ત્વો મળી જાય છે. ઔષધીય ચિકિત્સામાં જળનો ઉપયોગ છે (કાઢા, કવાથ ઈ.) શેક કરવા અગ્નિ, લોહ, સુવર્ણ, માટી ઈ.માં ભૂમિ, તથા વાયુ (પ્રાણવાયુ માટે હવાફેર, તીર્થયાત્રા, ઈ.)નો ઉચિત ઉપયોગ થાય છે. વળી આ સર્વ કંઈ તો ઈશ્વર, કુદરતનિર્મિત છે તેથી નિષ્કૃતિ કરતાં જ શ્રેષ્ઠ ઔષધિ છે એમ સહજ સમજાય.

આ મંત્ર તેથી ઉપદેશ આપે છે કે વિવિધ ઔષધિઓ જેમ શરીરની દરેક (સીરાઃ) ૭૨ હજાર નસનાડીઓના સૂક્ષ્માતિસૂક્ષ્મ જાળામાં પ્રવેશ કરી ત્યાંથી આમ એટલે કે રોગોના પરિણામને નિષ્કૃત દૂર કરે છે, બહાર ફેંકે છે તે એક ઉપરી ઇલાજ છે. પરંતુ તેનાથી પણ ઉત્કૃષ્ઠ એવો ઈલાજ ઇષ્કૃતિ કુદરત છે. જેને કુદરતી ઈલાજ, Naturopathy કહે છે.

આપણે તે વ્યવસ્થાને અનુસરીએ. □

## 'કુમાર ટ્રસ્ટ'ને મળેલ દાન

'કુમાર ટ્રસ્ટ'ને મુંબઈના શ્રી સુશીલ કે. પારેખ ફાઉન્ડેશન તરફથી રૂ. ૪૦,૦૦૦ તથા પોરબંદરના શ્રી દીપક એન. ઉનડકટ તરફથી રૂ. ૨૫,૦૦૦ અને રાજકોટના પ્રોફેસર નીતિન વડગામા તરફથી રૂપિયા ૫૦૦૦ તાજેતરમાં દાન તરીકે મળ્યા છે તેનો આભાર અને આનંદ વ્યક્ત કરીએ છીએ.

ધીરુ પરીખ
મેનેજિંગ ટ્રસ્ટી

## દયાનંદ દર્શન-૩૦
## સુખ સ્વરૂપ પ્રકૃતિ



પરમ યોગી, સમાજસુધારક
મહર્ષિ દયાનંદ સરસ્વતી જન્મઃ ૧૨-૨-૧૮૨૪
નિર્વાણ : ૩૦-૧૦-૧૮૮૩ (દિવાળી)

ઈશ્વર સુખસ્વરૂપ છે. તે સમર્થ, સર્વજ્ઞ અને સર્વવ્યાપી છે. તે ઈશ્વર સર્વ સુખનો દાતા છે. તેથી તેની પાસે જ સર્વ ઇષ્ટની (ઇષ્ટ પૂર્તિ) અપેક્ષા ફળદાઈ છે. મહર્ષિજીએ તેમના પ્રાર્થનાપુસ્તક 'આર્યાભિવિનય'માં યજુર્વેદ અ. ૩૬, મંત્રો ૮/૧૦/૧૧નો ભાવાર્થ.

'હે સમર્થ ઈશ્વર! આપની કૃપાથી બે પગાળાં (પક્ષી તથા મનુષ્યો) અને ચાર કે વધુ પગાળાં પશુ કે જીવડાંઓ સૌ જીવે છે.

'હે પ્રભુ! આપની કૃપાથી સુખકારક, આરોગ્ય મંત્ર, મંદ, શિતળ વાયુ વાય છે, મેઘ ગડગડાટ કરીને વરસાદ રૂપે વરસે છે તે અમારે માટે સુખકારક થાઓ!

'હે પ્રભુ! આ દિવસ અને રાત્રી સુખમય થાઓ, સુખની પ્રેરણા કરો. અને આ પ્રેરણા પામેલ અગ્નિ, વિદ્યુત, જળ, વર્ષા, પૃથ્વી તથા વનસ્પતિ (ખાદ્ય પદાર્થ) તથા ઔષધિઓ અમારે માટે સર્વ સુખના કારણરૂપ થાઓ.

(સંદર્ભ : મહર્ષિ દયાનંદ કૃત 'આર્યાભિવિનય'માંથી)



'કુમાર'નું પાંચ વર્ષનું એક સામટું લવાજમ ભરનારને મહર્ષિ દયાનંદ સરસ્વતીજીનું પુસ્તક 'સત્યાર્થપ્રકાશ' ભેટ રૂપે મળશે.

# ગાંધીજીને અપાયેલાં માનપત્રો-૭

## ડૉ. મહેબૂબ દેસાઈ

**ગાં**ધીજીને મળેલાં માનપત્રોમાં વિવિધતાના અનેક રંગો જોવા મળે છે. ભારતના વિવિધ પ્રદેશોની પ્રજા દ્વારા વિવિધ ભાષા અને સંબોધનો સાથે ગાંધીજીને મળેલાં માનપત્રોમાં ગાંધીજી પ્રત્યેની ભક્તિ અને તેમના માર્ગે ચાલવાની પ્રજાની તત્પરતા વ્યક્ત થાય છે. તે અવશ્ય રાષ્ટ્રિય જાગૃતિનું પ્રતીક તો છે જ, સાથેસાથે ગાંધીજીની આમપ્રજામાં લોકપ્રિયતા પણ વ્યક્ત કરે છે.

૨૧ થી ૨૪ ઑક્ટોબર ૧૯૨૯ ગાંધીજી મસુરીમાં રોકાયા હતા. ૨૪ ઑક્ટોબરના રોજ રેજિનલ્ડ રેનાલ્ડસ ગાંધીજીને મળવા મસુરી આવ્યા હતા. ત્યાંથી ગાંધીજી ૨૫ ઑક્ટોબર ૧૯૨૯ના રોજ સહરાનપુર આવ્યા. સહરાનપુરની મૈંઢ રાજપૂત સભાએ ગાંધીજીના આગમનના માનમાં એક ભવ્ય સમારંભ યોજ્યો હતો. એ સમારંભમાં ગાંધીજીને હિન્દીમાં માનપત્ર આપવામાં આવ્યું હતું.[૧] માનપત્રમાં ગાંધીજીના ચરખા-અભિયાનમાં જોડવાની આખા રાજપૂત સમાજે કરેલી પ્રતિજ્ઞા સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે. આ માનપત્રના મથાળે લખવામાં આવ્યું છે :

'અભિનંદન પત્ર'

ગાંધીજીને સન્માનિત કરતાં માનપત્રોની ઊડીને આંખે વળગે તેવી બાબત ગાંધીજી માટે થયેલ વિવિધ સંબોધનો છે, જે તેમની પ્રજામાનસમાં અંકિત થયેલી છબી વ્યક્ત કરે છે. એ સંબોધનો સાચ્ચે જ માણવા જેવાં છે. જેમ કે -

* *પૂજ્યપાદ મહાત્મા મોહનદાસ કર્મચંદ ગાંધી*
* *શ્રીમાન્ સત્ય સંઘ ત્યાગમૂર્તિ મહાત્મા ગાંધીજી*
* *પરમ પૂજ્ય પ્રાતઃ સ્મરણીય મહાત્મા ગાંધીજી*
* *ભારત હૃદય સમ્રાટ મહાત્મા ગાંધીજી*
* *દેશ કે મુકટ ઔર હૃદયસમ્રાટ મહાત્મા ગાંધીજી*
* *પુણ્યશ્લોક મહાત્મા ગાંધીજી*
* *પૂજ્યપાદ જગવિખ્યાત મહાત્મા મોહનદાસ ગાંધી*
* *ત્યાગમૂર્તિ મહાત્મા ગાંધીજી*
* *હમારે હૃદયસમ્રાટ પૂજનીય મહાત્માજી*
* *નરશ્રેષ્ઠ મહાત્માજી*
* *ભારત ગૌરવ પૂજ્યપાદ શ્રી મહાત્મા ગાંધી*
* *દરિદ્ર દેવ અછૂત હૃદય સમ્રાટ મહાત્મા ગાંધીજી*
* *શ્રી જગત વંદનીય પૂજ્ય મહાત્માશ્રી*[૨]

આ માનપત્રમાં પણ એવું જ એક વિશિષ્ટ સંબોધન જોવા મળે છે.

**પૂજ્યપાદ જગત્શ્રેષ્ઠ મહાત્મા મોહનદાસ કર્મ ચન્દ ગાંધી જી કે શ્રી ચરણો મેં સમર્પિત મૈંઢ રાજપૂત સભા સહારનપુર કી ઔર સે.**

આ મથાળા પછી માનપત્રનો આરંભ કરતા લખવામાં આવ્યું છે,

**'શ્રી મહાત્મા જી,**

**મૈંઢ રાજપૂત બિરાદરી કો આજ સૌભાગ્ય પ્રાપ્ત હૈ કી વહ આપકે દર્શનોં સે અપને કો પુનર્જિવિત કરે. હમારી બિરાદરી ગફલત કી નીંદ સો રહી થી આજ આપકે દર્શનો સે હમારા જીવન સુફલ હોતા હૈ. હમ હૃદય સે આપકા સ્વાગત કરતે હૈં. હમારી બિરાદરી મેં ત્રુટિયાં હૈં વે હમ અચ્છી તરહ જાનતે હૈ ઔર હમ આપકો વિશ્વાસ દિલાતે હૈં કી ભવિષ્ય મેં હમારા એક માત્ર કર્તવ્ય યહી હોગા કી હમ અપના સુધાર કરકે જાતિ ઉદ્ધાર મેં પરિશ્રમ કરેં। હમ જાનતે હૈં કિ ઐસા કરને સે હી આપકી આત્મા પ્રસન્ન હોગી ઔર હમારા જીવન ભી વ્યર્થ ન હોગા।**

**આપકી પ્રેરણા સે હમ ચરખે અપને ઘરોં મેં ફિર સે સ્થાપિત કર રહે હૈં. ઔર આશા હૈં કી યથા શીઘ્ર હમારી બિરાદરી કા કોઈ ઘર બિના ચરખે ન રહેગા. હમ યહ તુચ્છ રકમ બતૌર પરસ કે આપકે ચરણોં મેં પેશ કરતે હૈં. આશા હૈ આપ સ્વીકાર કર કે કૃતાર્થ કરેંગે। અન્ત મેં હમ ઈશ્વર સે પ્રાર્થના કરતે હૈં કિ આપને જો ભારતવર્ષ ઔર મનુષ્ય માત્ર કે ઉદ્ધાર કા બેડા ઉઠાયા હૈ વહ શીઘ્ર હી પાર લગેગા.**

આપકી સેવામે

મૈંઢ રાજપૂત સભા

માનપત્રનું પ્રિન્ટિંગ સિવિલ પ્રિન્ટિંગ પ્રેસ બાઝાર, મોગ્ગંજ, નીલી કોઠી, સહારનપુર થયાનું માનપત્રના અંતે લખવામાં આવેલ છે.□

---

૧. દલાલ, ચંદુલાલ ભગુભાઈ, ગાંધીજીની દીનવારી, પૃષ્ઠ ૨૬૨

૨. ગાંધીજીને મળેલા માનપત્રોના અભ્યાસના આધારે.

## લવાજમમાં વધારો

'કુમાર'ના ગ્રાહકોને જણાવવાનું કે કાગળ અને ટપાલખર્ચમાં વધારો થતાં જાન્યુઆરી ૨૦૧૨થી 'કુમાર'નું વાર્ષિક લવાજમ રૂ. ૩૦૦/- કર્યું છે. એજન્ટોને પણ નોંધ લેવા વિનંતી. **પરદેશનું લવાજમ યથાવત્ રહેશે.**

वन्देमातरम्

# ॥ अभिनन्दन-पत्र ॥

## पूज्यपाद जगत्श्रेष्ट महात्मा मोहनदास कर्म चन्द गांधी जी के श्री चरणों में समर्पित,

## मैंढ राजपूत सभा सहारनपुर की ओर से

श्री महात्मा जी !

मैंढ राजपूत बिरादरी को आज सौभाग्य प्राप्त है कि वह आपके दर्शनों से अपने को पुनर्जीवित करें हमारी बिरादरी ग़फ़लत की नींद सोरही थी आज आपके दर्शनों से हमारा जीवन सुफल होता है हम हृदय से आपका स्वागत करते हैं हमारी बिरादरी में त्रुटियां हैं वे हम अच्छी तरह जानते हैं और हम आपको विश्वास दिलाते हैं कि भविष्य में हमारा एक मात्र कर्तव्य यही होगा कि हम अपना सुधार करके जाति उद्धार में परिश्रम करें । हम जानते हैं कि ऐसा करने से ही आपकी आत्मा प्रसन्न होगी और हमारा जीवन भी व्यर्थ न होगा ।

आपकी प्रेरणा से हम चरखे अपने घरों में फिर से स्थापित कर रहे हैं और आशा है कि यथा शीघ्र हमारी बिरादरी का कोई घर बिना चरखे न रहेगा हम यह तुच्छ रक़म बतौर भेंट के आपके चरणों में पेश करते हैं आशा है आप स्वीकार करके कृतार्थ करेंगे । अन्त में हम ईश्वर से प्रार्थना करते हैं कि आपने जो भारतवर्ष और मनुष्य मात्र के उद्धार का बेड़ा उठाया है वह शीघ्र ही पार लगेगा ।

२५.१०.२६
सहारनपुर ।

आपके सेवक:—
मैंढ राजपूत सभा,

सिविल प्रिंटिंग प्रेस बाज़ार [illegible] सहारनपुर ।



# કાર્ટૂનવીથિ

મલયાલમ ભાષાના સાહિત્યકાર ઓ.વી. વિજયનનો જન્મ કેરાલાના વિલયન્ચાથાનૂર ગામમાં થયો હતો. લેખન ઉપરાંત કાર્ટૂન દ્વારા સમાજને પ્રવર્તમાન ઘટનાઓથી હસાવે છે તો કટાક્ષ પણ કરે છે. એમની વ્યંગ ચિત્રની શૈલી આગવી છે. અને તેઓ એ દ્વારા ધાર્યું નિશાન તાકે છે.



ઓ.વી. વિજયન

જન્મ : ૨ જુલાઈ ૧૯૩૦ અવસાન : ૩૦ માર્ચ ૨૦૦૫










# સાહિત્યસંપર્ક

## કોશવિદ્યાની એક નવી જ દિશા 'સમયદર્શી સાહિત્યસંદર્ભ કોશ'

**હસુ યાજ્ઞિક**

**આ**પણને જે કોશો પરિચિત હોય છે તે બધા કક્કાવારી પ્રમાણે, એટલે કે અકારાદિક્રમે કે વર્ણાનુક્રમે તૈયાર થયેલા હોય છે - શબ્દકોશ હોય કે સાહિત્યકોશ હોય કે પછી વિશ્વકોશ હોય.

સમયના ક્રમે સાહિત્યકારો અને કૃતિઓની વિગત સંપડાવતો કોશ આપણા વિવેચક-સંપાદક રમણ સોનીએ તૈયાર કર્યો છે, ગુજરાત સાહિત્ય અકાદમીના પ્રકલ્પરૂપે. એ ત્રણ ખંડોમાં પ્રકાશિત થયો છે : (૧) 'સમયદર્શી સાહિત્યસંદર્ભકોશ : કર્તાસંદર્ભ' (૨) 'કૃતિસંદર્ભ' અને (૩) 'સૂચિસંદર્ભ'

ધારો કે આપણે, ૨૦૧૫માં જેમનાં જન્મશતાબ્દીવર્ષ આવે છે એવા ગુજરાતી લેખકોની યાદી કરવી છે, અને ધારો કે આપણે ૧૮૯૧થી ૧૯૦૦ સુધીમાં પ્રગટ થયેલાં પ્રવાસ-પુસ્તકોની યાદી જોઈએ છે તો અકારાદિક્રમવાળા સાહિત્યકોશમાંથી એ વિગતો ભેગી કરવા આપણે ઘણો જ શ્રમ કરવો પડે - ને એ પછી પણ પૂરી વિગતો ન પણ શોધી શકાઈ હોય. પરંતુ આ 'સમયદર્શી' કોશ તરત જ એ બધી વિગતો એકસાથે સુલભ કરાવે છે.

આ કોશનો પહેલો ખંડ 'કર્તાસંદર્ભ' જન્મતારીખ અને જન્મવર્ષ પ્રમાણે લેખકોની વિગતો આપે છે - ઈ. ૧૭૮૪માં જન્મેલા પહેલા અર્વાચીન ગુજરાતી લેખક મુનશી ડોસાભાઈ સોરાબજીથી એ શરૂ થાય છે ને તા. ૨,૬,૧૯૮૩ના રોજ જન્મેલા ઠાકોર ભરત સુધી ચાલે છે, ને એમ ૨૦૦ વર્ષના સમયગાળાના ૩૦૦૦ ઉપરાંત ગુજરાતી લેખકોની સમયક્રમે વિગતો આપે છે. દરેક લેખકમાં જન્મતારીખ, જન્મવર્ષ (દિવંગત હોય તો અવસાનતારીખ) ઉપરાંત તે તે લેખકના પ્રથમ પ્રકાશિત પુસ્તકની નોંધ પણ છે. એક બીજી સરસ




વ્યવસ્થા પણ સંપાદક કરી છે - વિગતો એકધારી આપવાને બદલે સળંગ દસ-દસ વર્ષના તબક્કામાં આપી છે, જેમ કે જન્મવર્ષ ૧૮૦૧-૧૮૧૦, ૧૮૧૧-૧૮૨૦, એ રીતે. એને લીધે અભ્યાસીને દાયકાવાર સ્પષ્ટ ચિત્ર મળી શકે છે. ગ્રંથને અંતે વળી દરેક લેખકની અકારાદિક્રમે સૂચિ પણ છે, જેથી તમે લેખકનામ પરથી પણ સમય પર જઈ શકો.

ખંડ-૨ 'કૃતિસંદર્ભ'માં એ જ રીતે, અર્વાચીન ગુજરાતી સાહિત્યનાં ઈ. ૨૦૦૦ સુધીનાં ૨૫૦૦૦ ઉપરાંત પુસ્તકોની સમય-અનુસાર ગોઠવણી મળે છે. એ પણ દાયકાવાર છે, ૧૮૧૧-૧૮૨૦, ૧૮૨૧-૧૮૩૦, એ મુજબ. એટલું જ નહીં, પણ સંપાદકે બધી જ કૃતિઓને કવિતા, વાર્તા, પ્રવાસ, બાળસાહિત્ય, અનુવાદ વગેરે ૨૧ સ્વરૂપોમાં જુદી પાડી છે ને દરેક સ્વરૂપની કૃતિઓને દાયકાવાર રજૂ કરી છે. આને વૈજ્ઞાનિક શ્રમ કહેવાય!

ત્રીજો ખંડ 'સૂચિસંદર્ભ' ખંડ-૨ના અનુસંધાનમાં, સર્વ પુસ્તકોની અકારાદિક્રમે સૂચિ આપે છે - આવો માત્ર સૂચિગ્રંથ પણ ૩૦૦ જેટલાં પાનાંનો છે એ પરથી સંપાદકની ચોકસાઈનો ખયાલ આવશે. આ કોશ પ્રગટ થવાથી હવે કોઈપણ અભ્યાસીને પૂર્વપ્રકાશિત ઇતિહાસ-ગ્રંથો અને સાહિત્યકોશોમાંથી કાર્ડ્ઝ બનાવીને કે નોંધો કરીને પોતાના અભ્યાસ માટે પાયાની સામગ્રી એકઠી કરવાનાં પુષ્કળ શ્રમ-કષ્ટ ઉઠાવવાં નહીં પડે.

અહીં, 'ગુજરાતી સાહિત્યનો સમયદર્શી એક બૃહદ નકશો રચાઈ આવ્યો છે.'

વળી સંપાદક કહે છે એમ, આ કોશ સાહિત્યના અભ્યાસીઓને અને સંશોધકોને, અધ્યાપકો અને વિદ્યાર્થીઓને, પત્રકારો તેમજ સર્વ જિજ્ઞાસુ સાહિત્યરસિકોને સદ્ય સંદર્ભ સંપડાવવાથી લઈને લાંબાં સમયલક્ષી અધ્યયનોની યોજના માટે ઉપયોગી નીવડશે.

કોઈપણ કોશ વૈજ્ઞાનિક પદ્ધતિએ થતો હોય છે. આ કોશ તૈયાર કરવા માટે સંપાદકે પહેલાં તો બે મુખ્ય સ્રોતોની સામગ્રીનો આધાર લીધો : ગુજરાતી સાહિત્ય પરિષદનિર્મિત 'સાહિત્યકોશ ખંડ ૨ : અર્વાચીનકાળ' તથા ગુજરાત સાહિત્ય અકાદમીએ ૧૯૮૮, ૧૯૯૮, ૨૦૦૮માં પ્રગટ કરેલાં, રતિલાલ નાયક તથા પછી કિરીટ શુક્લ સંપાદિત 'સાહિત્યકાર પરિચય કોશ'. એ કોશોમાંની ગંજાવર સામગ્રીને રમણ સોનીએ કક્કાવારી ક્રમમાંથી સમયક્રમમાં ફેરવી! વળી આ બંને કોશોમાં પુસ્તકોની નિઃશેષ નોંધ નથી - વ્યાપક પણ પસંદગીપૂર્વકની નોંધ છે. એથી, ખૂટતી વિગતો માટે ડૉ. સોનીએ સાહિત્યના ઇતિહાસો, ગ્રંથકાર-અભ્યાસો, સંશોધન ગ્રંથો, સર્વેક્ષણો, સૂચિગ્રંથો, સામયિકો એવા બહોળા સહાયક સ્રોતસંદર્ભોનો ઉપયોગ પણ કર્યો છે - ને આ કામ, એમણે એકલે હાથે, માત્ર બે વર્ષમાં પાર પાડ્યું છે!

તેમ છતાં, કર્તા-કૃતિ-પ્રકારાદિ અંગેના આપણા પોતાના અભ્યાસવિષયને લઈને કામ કરીએ, કે સ્મૃતિને આધારે કે અન્ય સામગ્રી તપાસીને આ કોશ જોવા બેસીએ ત્યારે આ કોશમાં પણ બે-પાંચ પ્રશ્નો થવાના જ. આવા કામમાં આવી કેટલીક ક્ષતિઓ રહેવાનો સંભવ હોવાનો, પણ નિવેદનમાં સંપાદકે કહ્યું છે કે, 'આ ગ્રંથની ક્ષતિ-પૂર્તિ ચીંધનારી વિશ્લેષક સમીક્ષાઓને પણ હું આવકારું છું. એથી વ્યાપક રીતે તો વિદ્યાજગતને જ લાભ થશે.' શાસ્ત્રીય કામો હાથ ધરનાર દરેક સંપાદકનો આવો દૃષ્ટિકોણ રહેવાનો જ.

એટલે આનો ઉપયોગ કરનાર અભ્યાસીએ જરૂર પડે ત્યારે બીજી સંદર્ભસામગ્રી તપાસવી પડવાની : દા.ત. અહીં જાસૂસી-ડિટેક્ટિવ-નવલકથાઓની નિઃશેષ પ્રવિષ્ટિઓ (entries) નથી (એવું પ્રસ્તાવનામાં ખુદ સંપાદકે નોંધ્યું છે.) પરંતુ એથી, જાસૂસી નવલકથાઓના જ પ્રવાહ-પ્રવર્તન માટે કોઈને કામ કરવું હોય ત્યારે, ઉ.ત. ચંદુલાલ જેઠાલાલ વ્યાસની કેટલીક નવલકથાઓની વિગત નથી મળતી, એવી સંપાદકની કાટ-છાંટ અભ્યાસીને નડી શકે. અભ્યાસીઓ આ અંગે સંપાદકનું ધ્યાન દોરશે તો મને ખાતરી છે કે સંપાદક એને આવકારશે. વળી અહીં કવિતા, નવલકથા એમ વ્યાપક સ્વરૂપ હેઠળ કૃતિનોંધો છે પણ જેમકે ઊર્મિકાવ્ય, ખંડકાવ્ય કે પછી રોમાન્સ, થ્રીલર, સામાજિક, ઐતિહાસિક નવલકથા એવા પેટાવર્ગ-અનુસાર વર્ગીકરણ નથી. એ અભ્યાસીએ કરી લેવાનું રહે. એ વિચાર પણ થાય કે સંપાદકે જો એવું પેટાવર્ગ-વર્ગીકરણ કર્યું હોત તો ૨૧ ને બદલે ૪૧ સ્વરૂપવિભાગો થયા હોત! ને બીજી રીતે ક્લિષ્ટ થાત. અલબત્ત, 'બાળસાહિત્ય' અને 'અનુવાદ'ના મુખ્ય સ્વરૂપ-વિભાગોમાં સંપાદકે બાળકવિતા, બાળવાર્તા કે કાવ્ય-અનુવાદ, વાર્તા-અનુવાદ એવા પેટાપ્રકારો કર્યા છે એ ઉપયોગી છે.

આ કોશગ્રંથોની ૩૦ પાનાંની પ્રસ્તાવના વાંચતાં સંપાદકનાં શ્રમ અને ચોકસાઈનો, એમની ઝીણી પદ્ધતિનો અને એમણે સામનો કરવો પડ્યો છે એ સમસ્યાઓનો ચીતાર મળે છે. આ કામ, પદ્ધતિ પરની આટલી પકડથી થઈ શક્યું એનું કારણ એ પણ છે કે ડૉ. રમણ સોનીએ 'ગુજરાતી સાહિત્યકોશ'ના સંપાદન અંગેનું કામ પણ કરેલું છે, ઉપરાંત, ગુજરાતી સાહિત્યપરિષદ પ્રકાશિત ઇતિહાસગ્રંથોના શોધન-સંવર્ધનનું કામ પણ કરેલું છે. અભ્યાસીએ ધ્યાનમાં લેવા જેવી બાબત એ છે કે ગુજરાતી ભાષા-સાહિત્યમાં જ નહીં પણ અન્ય ભારતીય ભાષાઓમાં પણ આવો સમયદર્શી કોશ આ પહેલો છે. મારા જાણમાં આવો બીજો કોશ નથી.

અંતે, ડૉ. રમણ સોનીએ અત્યંત શ્રમ, સૂઝ, નિષ્ઠા, ચીવટ સાથે નિયત મર્યાદામાં આ કાર્ય કર્યું એ માટે એમને અને ગુજરાતી સાહિત્ય અકાદમીના મહામાત્ર શ્રી હર્ષદ ત્રિવેદીએ આવો કોશ-પ્રોજેક્ટ અનુમોદિત કર્યો એ માટે એમને પણ અભિનંદન.

[સમયદર્શી સાહિત્યસંદર્ભકોશ : સંપાદક રમણ સોની ગ્રંથ-૧, કર્તાસંદર્ભ, ડેમી પૃ. ૨૭૨, રૂ. ૧૫૦, ગ્રંથ-૨, કૃતિસંદર્ભ, ડેમી પૃ. ૬૮૮, રૂ. ૩૫૦, ગ્રંથ-૩ સૂચિસંદર્ભ, ડેમી પૃ. ૨૮૮, રૂ. ૧૫૦.] ☐

## 'સચ્ચિદાનંદ સન્માન'થી પુરસ્કૃત ત્રણ કર્મશીલ સારસ્વતો

### ચંદ્રકાન્ત શેઠ



૩ ફેબ્રુઆરી, ૧૯૩૮માં પંચમહાલ જિલ્લાના કાલોલમાં જન્મેલા ચંદ્રકાન્ત ત્રિકમલાલ શેઠનું મૂળ વતન ખેડા જિલ્લાનું ઠાસરા ગામ. પરિવાર પુષ્ટિમાર્ગી વૈષ્ણવ. એમની માતાનું નામ સરસ્વતીબહેન. હાલોલ, કણજરી અને અમદાવાદમાં પ્રાથમિક-માધ્યમિક શિક્ષણ પૂરું કરીને ઉચ્ચશિક્ષણ લેવા ગુજરાત કૉલેજમાં દાખલ થઈને સ્નાતક થયા.

ચંદ્રકાન્ત શેઠ પ્રકૃતિએ કવિ. સર્જનનો પ્રારંભ પણ કાવ્યલેખનથી કર્યો. કવિતા માટે ૧૯૬૪નો 'કુમાર' ચંદ્રક એમને મળ્યો છે. 'પવન રૂપેરી' (૧૯૭૨)થી 'ચિદાકાશનાં ચાંદરણાં' (૨૦૧૨) સુધીના એમના સોળ કાવ્યસંગ્રહોમાં 'પ્રૌઢ શિક્ષણ ગીતમાળા' (૧૯૮૬)નો તથા 'ચાંદલિયાની ગાડી', 'હું તો ચાલું મારી જેમ' અને 'ઘોડે ચડીને આવું છું' - એ ત્રણ બાળકાવ્યસંગ્રહનો પણ સમાવેશ થાય છે. ચંદ્રકાન્ત શેઠે કાવ્યસર્જનની સમાન્તરે નિબંધ, ચરિત્રનિબંધ, ટૂંકી વાર્તા અને એકાંકી જેવાં સર્જનાત્મક ગદ્યસ્વરૂપોમાં પ્રશસ્ય ખેડાણ કર્યું છે તો વિવેચન, સંશોધન, અનુવાદ અને સંપાદન ક્ષેત્રે પણ એમની વિદ્વત્પૂર્ણ ગતિ રહી છે. એમણે ક્યારેક 'નંદ સામવેદી', 'આર્યપુત્ર', 'બાલચંદ્ર' અને 'દક્ષ પ્રજાપતિ' એવાં ઉપનામોથી પણ લખ્યું છે.

ચંદ્રકાન્ત શેઠની સર્જક-પ્રતિભાનું પહેલું સોપાન કવિતા છે તો નિબંધ એમની સર્જક-પ્રતિભાનું બીજું ઉજ્જવળ સોપાન છે. એમના ગદ્યનું મનોરમ રૂપ 'નંદ સામવેદી' (૧૯૮૦)ના લલિત નિબંધોમાં જોવા મળે છે. એમાં ગુજરાતી લલિત નિબંધની નોખી મુદ્રા પમાય છે. સ્વરૂપની પાકી સમજ અને નિસબતના લીધે આ નિબંધોનું નવું પરિમાણ પ્રાપ્ત થયું છે.

'કુમાર' ચંદ્રક એમને મળેલો પહેલો ચંદ્રક છે. ત્યાર બાદ એમને અનેક અવૉર્ડ અને પારિતોષિકો પ્રાપ્ત થયાં છે. આ સંખ્યા ૨૮ની છે. ગુજરાત સરકાર અને પછી ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી એમનાં આઠ પુસ્તકોને પારિતોષિકો મળ્યાં છે. વળી 'ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક' (૧૯૮૪-૮૫), 'રણજિતરામ સુવર્ણચંદ્રક' (૧૯૮૫), 'સાહિત્ય અકાદમી, દિલ્હીનો અવૉર્ડ' (૧૯૮૬) 'નર્મદ સુવર્ણચંદ્રક' (૧૯૮૩-૮૭), 'આદ્યકવિ શ્રી નરસિંહ મહેતા અવૉર્ડ' (૨૦૦૫), ગુજરાત સાહિત્ય અકાદમીનો 'ગૌરવ પુરસ્કાર' (૨૦૦૬) ઇત્યાદિ મુખ્ય છે.

આજે ગુજરાતી સાહિત્ય પરિષદ સચ્ચિદાનંદ સન્માન આપીને એમની કર્મશીલ સારસ્વત પ્રતિભાને અભિનંદે છે ત્યારે એમને અભિવંદના કરું છું.

### રતિલાલ બોરીસાગર



રતિલાલ બોરીસાગર રમણભાઈ નીલકંઠ અને જ્યોતીન્દ્ર હ. દવેની ધારાના હાસ્યસર્જક છે. એ એમની પહેલી અને સાચી ઓળખ છે. એમના હાસ્યનિબંધોમાં ક્યારેક લલિત નિબંધની સુવાસ પમાય છે. તેઓ નર્મ-મર્મના માહેર છે. હાસ્ય માટે તેઓ ઘટનાનો વિનિયોગ કરે છે તો જાતને પણ એમાં જોતરે છે. આ હાસ્યસર્જકની બીજી ઓળખ પણ પ્રસન્નકર છે. બોરીસાગર માતૃભાષા ગુજરાતીની સતત ચિંતા સેવનાર શિક્ષક છે. માતૃભાષા ગુજરાતી પ્રત્યેનો એમનો લગાવ અનન્ય છે. અંગ્રેજી ભાષાના વધતા જતા પ્રભાવ સામે માતૃભાષા ટકી રહે એ એમની પ્રામાણિક ચિંતા છે. વળી, એમની આ ચિંતા માત્ર ભાવાત્મક કે પ્રચારાત્મક નથી રહી. ગુજરાતી સાહિત્ય પરિષદમાં એમણે 'માતૃભાષા સંવર્ધન કેન્દ્ર'નો આરંભ કરાવ્યો છે.

રતિલાલ મોહનલાલ બોરીસાગરનો જન્મ ૩૧ ઑગસ્ટ, ૧૯૩૮માં અમરેલી જિલ્લાના સાવરકુંડલામાં રાજગોર બ્રાહ્મણ પરિવારમાં થયો હતો. એમનાં માતાનું નામ સંતોકબહેન. પિતા મોહનલાલ શિક્ષક હતા. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ સાવરકુંડલામાં લીધું. ૧૯૫૬માં એસ.એસ.સી.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈને એક વર્ષ રાજકોટની ધર્મેન્દ્રસિંહજી આર્ટ્સ કૉલેજમાં ભણ્યા, પરન્તુ ૧૯૫૭માં સાવરકુંડલામાં શિક્ષકની નોકરી મળતાં અભ્યાસ છૂટ્યો તે પછીથી નોકરી કરતાં-કરતાં ૧૯૬૩માં બી.એ. થયા.

૧૯૬૭માં એમ.એ. પૂર્ણ કર્યું. શિક્ષક તરીકેના વ્યવસાયમાં જરૂરી બી.એડ્. પણ કર્યું. કેવળ વિદ્યાવ્યાસંગે એમણે ચંદ્રકાન્ત શેઠના માર્ગદર્શન હેઠળ ગુજરાતી ભાષાનાં કેટલાંક મહત્ત્વનાં સંપાદનોનો પાઠસમીક્ષાલક્ષી અભ્યાસ કરીને એના પર મહાનિબંધ લખી ૧૯૮૯માં પીએચ.ડી.ની ઉપાધિ મેળવી.

૧૯૭૭માં એમનો પ્રથમ હાસ્યનિબંધનો સંગ્રહ 'મરક-મરક' પ્રસિદ્ધ થયો. 'આનંદલોક' (૧૯૮૩)માં એ સર્જકતા વિશેષ ઊઘડી, પાંગરી અને ક્રમશઃ એમની પાસેથી હાસ્યનિબંધોના સંગ્રહો મળ્યા. 'એન્જૉયગ્રાફી' (૧૯૯૭), 'તિલક કરતાં ત્રેસઠ થયાં' (૨૦૦૨), 'જ્ઞ'થી 'ક' સુધી' (૨૦૦૪), 'ભજ આનંદમ્' (૨૦૦૭), 'અમથું અમથું કેમ ન હસિયે' (૨૦૦૮) અને 'ૐ હાસ્યમ્' (૨૦૦૯) એમના હાસ્યનિબંધના સંગ્રહો છે. 'એન્જૉયગ્રાફી' આત્મકથનાત્મક કૃતિ છે. દર્દને પણ હાસ્યનો વિષય બનાવ્યો છે. 'સંભવામિ યુગે યુગે' (૧૯૯૪) એમની હાસ્ય લઘુનવલકથા છે.

'મહાભારતના પ્રસંગો' અને 'શ્રેષ્ઠ બાલરચનાઓ' એમનાં બાળ-ઉપયોગી પ્રકાશનો છે. 'ગુજરાતી પ્રતિકાવ્યો' (૨૦૦૩)માં પ્રતિકાવ્યના સ્વરૂપને સમજાવ્યું છે. બાર સંપાદનો એમની પાસેથી મળ્યાં છે. તેમાં સાતનું સંપાદન એમણે એકલાએ કર્યું છે. અન્ય સંપાદનોમાં એમની સહભાગિતા છે. રતિલાલ બોરીસાગરનાં પુસ્તકોને ગુજરાતી સાહિત્ય પરિષદ અને ગુજરાતી સાહિત્ય અકાદમીનાં એકાધિક પારિતોષિકો પ્રાપ્ત થયાં છે. ગુજરાત સાહિત્ય સભાનો 'ધનજી કાનજી ગાંધી ચંદ્રક' (૨૦૦૨) એમના સાહિત્યસર્જનને અનુલક્ષીને એનાયત થયો છે. એમના આત્મકથાત્મક નિબંધસંગ્રહ 'એન્જૉયગ્રાફી'ને ૧૯૯૭નો મારવાડી સંમેલન, મુંબઈનો ઘનશ્યામદાસ સરાફ સર્વોત્તમ સાહિત્ય પુરસ્કાર મળ્યો છે. ૨૦૧૧માં એમને કવિ ડાહ્યાભાઈ પટેલ સાહિત્યરત્નઃ સુવર્ણચંદ્રક પ્રદાન થયો છે. હાસ્યસાહિત્ય અને ભાષાસંવર્ધનના કાર્યમાં રત રતિલાલ બોરીસાગરને સચ્ચિદાનંદ સન્માન પ્રદાન થાય છે તે આનંદજનક ઘટના છે અને આ ક્ષણે એમને અભિનંદન આપતાં હર્ષ થાય છે.

## લાભશંકર પુરોહિત

**લા**ભશંકર પુરોહિતની પ્રતિભા વિવેચક-સંશોધકની છે. પ્રાચીન-મધ્યકાલીન સાહિત્ય, લોકસાહિત્ય સાથે અર્વાચીન, આધુનિક-અનુઆધુનિક સાહિત્યનો અભ્યાસ પણ એમને ખરો જ. વિષયના મૂળ સુધી જવાની ખેવના-ખાંખત રાખનારા. અનલસ વિદ્યાવ્યાસંગ એમની વિદ્વત્પ્રતિભાને દીપાવે છે. ભલે, કયારેક પ્રલંબ લાગે પણ વિષયને શક્ય તેટલો સુસ્પષ્ટ કરીને પોતાનું દષ્ટિબિન્દુ સમજાવવાનો એમનો અભિગમ રહ્યો છે એ એમના ત્રણ વિવેચનસંગ્રહ 'ફલશ્રુતિ' (૧૯૯૯), 'અંતઃશ્રુતિ' (૨૦૦૯) અને 'શબ્દપ્રત્યય' (૨૦૧૧) જોતાં સમજાય છે.



લાભશંકર ધનજીભાઈ પુરોહિતનો જન્મ ૨૯ ડિસેમ્બર, ૧૯૩૩માં જૂનાગઢ જિલ્લાના કુતિયાણા તાલુકાના દેવડા ગામમાં થયો હતો. એમના પિતા ધનજીભાઈ ત્યાં શિક્ષક હતા. લાભશંકર પુરોહિતનું પ્રાથમિક શિક્ષણ દેવડામાં થયું. પછી જૂનાગઢ ભણવાનું બન્યું. ૧૯૪૯માં શિક્ષક બન્યા - પહેલાં પ્રાથમિક શાળામાં અને પછી હાઇ સ્કૂલમાં. ૧૯૬૨માં બી.એ. થયા. ૧૯૬૫માં એમ.એ.ની ઉપાધિ મેળવી અને ૧૯૭૮માં 'ગુજરાતીમાં સૈદ્ધાંતિક વિવેચન' વિષય પર મહાનિબંધ લખીને પીએચ.ડી.ની ઉપાધિ પ્રાપ્ત કરી.

'ભક્તકવિ દયારામ' (૧૯૫૩) એમનું પહેલું પ્રકાશિત પુસ્તક. 'ફલશ્રુતિ' (૧૯૯૯)માંના ૩૧ લેખોમાં લાભશંકર પુરોહિતની અભ્યાસનિષ્ઠાનો સુપેરે પરિચય ઉપલબ્ધ થાય છે. પ્રાચીન-મધ્યકાલીન સાહિત્યના અભ્યાસલેખો 'અંતઃશ્રુતિ'માં છે. લોકકલાને સ્પર્શ કરતો 'ઢાઢીલીલા : ગાન-નર્તનની ભક્તિકલા' લેખ પુષ્ટિસંપ્રદાયમાં ભક્તિની જે અનેક રીતો છે એમાંની એક ઢાઢીલીલાની ચર્ચા કરી છે. લાભશંકર પુરોહિત અનેક સંસ્થાઓ-યુનિવર્સિટીમાં વ્યાખ્યાન આપી ચૂક્યા છે. કૃષ્ણશંકર શાસ્ત્રીએ એમને ત્રિવેણી સંસ્થાના સંયોજકની જવાબદારી સોંપી હતી. એમાં પણ એકનિષ્ઠાથી કામ કર્યું. એની બેઠકમાં વેદઋચાઓ સંદર્ભે પહેરવેશ બદલાયો. તેઓ પારદર્શિતા ને પ્રામાણિકતાના આગ્રહી રહ્યા છે. ગુજરાતી સાહિત્ય પરિષદના જૂનાગઢમાં ભરાયેલ અધિવેશનમાં 'સોરઠની સર્જનસંપદા' બેઠકના વિભાગીય અધ્યક્ષ હતા. ૨૦૧૦માં હેમચન્દ્રાચાર્ય સુવર્ણચંદ્રક પ્રદાન થયો હતો. આ વિદ્યાપુરુષની સચ્ચિદાનંદ સન્માન-પ્રદાન ટાણે અભિવંદના કરતાં આનંદની લાગણી અનુભવાય છે.

['સચ્ચિદાનંદ સન્માન' પ્રદાનટાણે પ્રસિદ્ધ થયેલી પત્રિકામાંથી ટૂંકાવીને]

-પ્રફુલ્લ રાવલ

## ગઝલ-કોકિલા
## ઉષા ઉપાધ્યાય



**ચ**ણેલી દીવાલો કાઢીને જોતાં જેમને સત્યને સમજવું સ્હેજે કઠણ નથી લાગતું, જ્યારે મળે, જે કૈં મળે તેને પ્રેમથી વધાવનારા, જેનું મન જ ખુશ્બૂની સોગાત છે. માટે જેને ફૂલની ક્યાં જરૂરત છે એવું કહી રહેલા આ લાજવાબ કવિયત્રીને ગુજરાતની ગઝલપ્રેમી જમાત ઉષા ઉપાધ્યાયના નામે ઓળખે છે.

ઉષા ઉપાધ્યાયનો જન્મ તા. ૭-૬-૧૯૫૬ના રોજ ભાવનગરમાં થયો છે. અભ્યાસ એમનો એમ.એ.,પીએચ.ડી. વિવેચન, સંશોધન, સંપાદન, અનુવાદ, બાળવાર્તા, બાળનાટક વગેરે મળી કુલ ૩૧ પુસ્તકો એમણે લખ્યાં છે અને પ્રસિદ્ધ કર્યા છે. ઉષાબહેને 'જળ બિલ્લોરી', 'અરૂંધતીનો તારો' અને 'શ્યામ પંખી આવ આવ વગેરે કાવ્યસંગ્રહો ગુજરાતને આપ્યા છે.

ગુજરાતી સાહિત્ય પરિષદનું શ્રી બટુભાઈ ઉમરવાડિયા પારિતોષિક, ભગિની નિવેદિતા પારિતોષિક અને, ઉત્તર પ્રદેશ હિન્દી સંસ્થાન લખનઊનો સોહાર્દ સમ્માન પુરસ્કાર વગેરે ઉષાબહેનને મળ્યાં છે. એમની કવિતાના ઉડિયા, બંગાળી, કન્નડ, સંસ્કૃત અને અંગ્રેજી ભાષામાં અનુવાદ થયા છે.

ઉષાબહેન હાલમાં ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રકાશન મંત્રી તરીકે સેવા આવી રહ્યા છે. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદમાં ગુજરાતી વિભાગમાં પ્રોફેસર અને અધ્યક્ષ છે.

ગુજરાતી ગઝલ ગુલઝારના વૃક્ષ પર બેસીને ટહૂકી રહેલી આ ગઝલ-કોકિલાના શે'રોનો આસ્વાદ લઈએ.

સત્યને સમજવું સ્હેજે ક્યાં કઠણ?
ચણેલી દીવાલો કાઢીને જુઓ.

ઉપાડ્યો ગોવર્ધન એમાં તે શું વળી?
અશ્રુના બોજને ધારીને જુઓ.

સમયની આ નદી તો સૌને મળી,
ફક્ત વીરડા ખુદના ગાળીને જુઓ.

ગઝલ નામે સાગર હયાતી અમારી,
હરિ નામે કાગળ હયાતી અમારી.

જ્યારે મળે જે કૈં મળે તેને વધાવો પ્રેમથી,
ઝરણું મળે કે રણ મળે તેને વધાવો પ્રેમથી.

પાંખ, ટહુકો ને ગગન, જ્યાં સામટાં આવી મળ્યાં,
ત્યાં સમયના તીરના આ ક્યાસ જેવું શું હશે?

ફૂલની ક્યાં કઈ જરૂરત છે હવે,
મન છલોછલ ખુશ્બૂની સોગાત છે.

સમયનાં શિલ્પને, લૈ ટાંકણું નાજુક, મઠારું છું,
ગઝલની તસબી લઈને આ નકામો ભવ સુધારું છું.

એ ભેટ કટારી રાખે છે;
ને રોજ દિલાસો આપે છે.

છે એ જ નિયમ આ દુનિયાનો,
જો હેમ બની તો તાવે છે.

તલાશો તમે પણ તમારા જિગરને,
અભાવો ત્યાં કોના તકાદા કરે છે?

ને લોઢ ઊછળે, વીજ ઝબકે, સઢ તૂટે મઝધારમાં,
ત્યારે લગાવે નાવને જે પાર, એ નક્ષત્ર મળજો.

જવાની હતી જળ ઉપર છાપેલ લિપિ,
જવાની હતી, ગઈ, રડીને યાદ ન કર.

ગયેલા સમયની ખુશ્બોને યાદ ન કર,
એ બચપન, એ દોસ્તો ગલીને યાદ ન કર.

### સુધારો

ગતાંકમાં આ વિભાગમાં ડૉ. દીના શાહના પરિચય શીર્ષકમાં 'ગઝલ વિવેચક' છે ત્યાં 'ગઝલ મીરાં' વાંચવું.

## કલાવાર્તા

# બીરેન સેન

નટુ પરીખ

**શ્રી** બીરેન સેનનું નામ તો છે બીરેશ્વર સેન; પણ કલાજગતમાં જાણીતા છે બીરેન સેન તરીકે. આ એક એવા બંગાળી ચિત્રકાર છે કે જેમણે કુદરતને અનુભવી કાગળ ઉપર મૂકી છે. તેમાં રંગો શુદ્ધ અને શાંત છે. પશ્ચિમના કલાકારની જેમ કોઈ વિગતો રાખી નથી. તેને દશ્યચિત્રો નહિ કહેવાય. એ સ્થળ પર કરેલાં ચિત્રો નથી. તેનો ઉદ્ભવ તો તેમનું મન છે. એટલે ખ્યાત ઇતિહાસકાર બી.એન. ગોસ્વામીએ એને 'mind scape' કહ્યાં છે. ભારતીય કલાનાં સર્જનો એ કલાકારનું દર્શન છે. તેની ફાવટ આગવી છે. પહાડનાં ચિત્રોમાં ભૂરા રંગનો ઉપયોગ છે. અહીં એક રંગની તાકાત કેટલી છે તે જોઈ શકાય છે. વાદળ પણ એક રંગથી જ કરે છે. ચાઇનીઝ ચિત્રકારની જેમ કાગળની ભીની ભોંય પર રંગો પ્રસારે છે. તેમણે ચીતરેલાં આકાશમાં તેની ગહનતા અને પહાડમાં તેની ભવ્યતા દેખાય છે. પહાડમાં કોઈ વિગતો રાખતા નથી. પાહડની સ્કાઈ લાઇનને પણ ખૂબ સુંદર અભિવ્યક્તિ આપે છે. આ ચિત્રો પોસ્ટકાર્ડ કદનાં છે. આ નાના કાગળ પર આકાશ, પહાડ કે દરિયો આપણને કુદરત પાસે લઈ જાય છે, અને ગહનતાનો અનુભવ કરાવે છે. બીરેન સેન પોતાની જાતને પ્રશ્ન કરતાઃ 'હું શેને માટે ચીતરું છું?'



ચિત્રકાર અનુકરણ માટે ચીતરતા નથી. બીરેન સેનને કુદરતમાં ઈશ્વરનાં દર્શન થતાં હતાં. એટલે એમનાં ચિત્રમાં ખૂબ ગહનતા અને સાદગી છે. દરિયામાં અનંતનાં દર્શન છે ને પહાડમાં ભવ્યતાની ઝાંખી છે. એમનાં ચિત્રોમાં માણસ પૃથ્વી પર બિંદુ સામાન છે. રંગો શુદ્ધ અને શાંત છે. તેમાંથી સંગીત વહે છે. અને એટલે આવાં નાનાં ચિત્રો કલાક્ષેત્રે સ્થાન પામ્યાં. આરંભમાં બીરેન એટલાં ખ્યાત નહોતા. પંજાબ યુનિવર્સિટીના કલાના ઇતિહાસના વિભાગના વડાશ્રીએ એમને શોધીને આગળ મૂક્યા. તેમના મૃત્યુ બાદ ચાળીસ વર્ષ સુધી બધા એમને ભૂલી ગયા હતા. એમની હયાતીમાં તો દેશપરદેશમાં પ્રદર્શનો થયેલાં. આ ચિત્રો રાજપૂત મીનીએચરની જેમ કદથી નહિ પણ કવૉલિટીથી સ્થાન પામ્યાં છે. આ ચિત્રોનું એક પ્રદર્શન મુંબઈના જૂના પ્રીન્સ ઑફ વેલ્સ મ્યૂઝીઅમ અને હાલના શિવાજી મ્યૂઝીયમમાં તા. ૫ મેથી ૨૪ મે ૨૦૧૩ દરમિયાન યોજાઈ ગયું. તેનું કૅટલોગ ૧૪૪ પાનનું છે. તેમાં ૧૦૦ જેટલાં ચિત્રો છાપ્યાં છે. અગાઉ આ ચિત્રોમાંથી પાંચેક ચિત્રો ઑકશન સેલમાં મૂકાયેલાં અકસ્માતે ખોવાઈ ગયાં. ત્યારે પ્રત્યેક ચિત્રના સાઠ હજાર રૂપિયા ચૂકવવા પડેલા.





બીરેન સેન કોઈ કલાશાળાના વિદ્યાર્થી નહોતા. ૧૯૧૭માં તે અવનીન્દ્રનાથ ટાગોર અને નંદબાબુના પરિચયમાં આવ્યા. તે છ વર્ષ સુધી ઇન્ડિયન સોસાયટી ઑફ ઓરિએન્ટલ આર્ટના સભ્ય રહ્યા. ૧૯૨૧માં અંગ્રેજી વિષય લઈ એમ.એ. થયા. કલકત્તાની પ્રેસિડન્સી કૉલેજના તે વિદ્યાર્થી, અને પટણાની કૉલેજ 'બી.એન. કૉલેજ ઑફ ઇંગ્લિશ'માં ૧૯૨૩માં વ્યાખ્યાતા થયા. બધી જ પરિસ્થિતિમાં બીરેન સેને ચિત્ર કરવાનું ચાલુ રાખ્યું. શરૂઆતમાં તે અવનીન્દ્રનાથની વૉશ મેથડથી ચિત્રો કરતા. સાથે નંદલાલ બોઝ પાસે ગયા.



પટના આર્ટ ઍન્ડ ક્રાફ્ટ કૉલેજના પ્રિન્સિપાલ થયા. તેમના ઘરની દીવાલો અવનીન્દ્રનાથ ટાગોરનાં ચિત્રોથી શણગારી હતી. તેમનું સમગ્ર કુટુંબ ઇન્ડિયન સોસાયટી ઑફ ઓરિએન્ટલ આર્ટ દ્વારા થતાં પ્રદર્શનો જોવા જતું. તે અવનીન્દ્રનાથ ટાગોરને પોતાના ગુરુ માનતા. અવનીન્દ્રનાથમાં એમણે કલાકારનો આત્મા જોયો. ફિગર પેઇન્ટિંગ પણ કરેલું. પણ તે મુખ્યત્વે લૅન્ડસ્કેપ તરફ ખેંચાયા. તેમની સાચી અભિવ્યક્તિ લૅન્ડસ્કેપમાં થઈ.

બીરેશ્વર સેન ૧૮૯૭માં કલકત્તામાં જન્મ્યા. પિતા રાયબહાદુર શૈલેશ્વર સેન કલકત્તામાં સાહિત્યના પ્રોફેસર હતા. માતા નિહારનલિની સેન પણ સંસ્કારી સાહિત્યપ્રેમી ખરાં. ૧૯૨૬માં લખનઊમાં આચાર્ય તરીકે ગવર્નમેન્ટ સ્કૂલ ઑફ આર્ટમાં જોડાયા. ત્યાં ઘણી બાબતો સંભાળી. તેમને સારા શિષ્યો મળ્યા. રવીન્દ્ર સિંગ, રવીન્દ્રનાથ ઘોષ, પ્રણવ રૉય, ભાવિનીચરણ વગેરે. સેન્ટ્રલ મ્યૂઝીઅમ લાહોરમાં પણ કામ કર્યું. બીરેશ્વર સેન ૧૯૭૪ સુધી એટલે કે જિંદગીના અંતભાગ સુધી ચીતરતા રહ્યા.

ભૂતકાળમાં તેમનું કામ લંડન, પેરિસ, બર્લિન, એમસ્ટર્ડૅમ અને ઘણાં સ્થળે મુકાયું. જાવા અને જાપાનમાં પણ મુકાયું. દેશમાં મુંબઈ, દિલ્હી, લાહોર, દાર્જીલિંગ અને સીમલામાં પણ મુકાયું. આ ચિત્રો તેમના મનનાં સંતાનો હતાં, હૃદયના સૂર હતા. તે સમયના મહાન કલાચિંતક ઓ.સી. ગાંગુલીએ તેમને પ્રથમ હરોળના ચિત્રકાર કહ્યા છે; અને રોરિકે કહ્યું કે ભારતે તેમને માટે ગૌરવ લેવું જોઈએ, પરંતુ કલાકારોને તે ન દેખાયું. તેમણે રંગ અને ફૉર્મને ક્ષેત્રે નવી શોધ કરી છે. ❐

ગગનેન્દ્રનાથથી પણ પરિચિત હતા. રવીન્દ્રનાથ પણ એમને ત્યાં નિમંત્રણથી ગયેલા. તેમની કલાનું શિક્ષણ જાપાનીઝ માસ્ટર કૅમ્પો અરી પાસે થયેલું.

તે ગ્રે રંગનો ઉપયોગ પણ ખૂબ સુંદર કરે છે. કલામાં ગ્રે રંગનો ઉપયોગ ઝેન (Zen) સમયમાં ગહનતા બતાવવા થતો. બીરેન સેન ગ્રે ટુ બ્લૅક વાપરે છે અને તેથી આગળ આકાશ પીળું ઉજમાળું કરી, જમીન ડાર્ક ગ્રીન કરી માઇલોનું અંતર બતાવે છે. ચિત્રમાં આમ જુઓ તો કશી જ વિગત ન હોય! વૃક્ષ-વનરાજિ ચીતરતાં લીલા રંગને જ બહેલાવે છે. રંગોમાં લીલા રંગના ઓળા હોય છે. તેનું વૈવિધ્ય દેખાઈ આવે છે. નામનાં થડ મૂકી ઝાડની આભા ઊભી કરે છે. ક્યારેક પહાડેય લીલો ને જમીનેય લીલી. અંતરેય દેખાય અને તે જાણે ચોમાસામાં કોઈ ખુલ્લા મેદાનની હરિયાળી શાંતિ આપે છે. ઈશ્વરનો વાસ અહીં શાંતિ રૂપે છે. એમનાં ચિત્રોમાં પશ્ચિમની જેમ તેજ-છાયા નથી. વિશ્વવિખ્યાત ટર્નરથી કે મોનેથી આ ભારતીય ચિત્રકાર સાવ જુદા પડે છે. એ દરેક ચિત્રમાં રંગનું ને ટોનનું મહત્ત્વ જાળવે છે. ફાધર ઑફ મૉડર્ન આર્ટ સેઝાંની વ્યાખ્યામાં આવી જાય છે : પેઇન્ટિંગ ઇઝ ઍન આર્કિટ્રેક્ચર ઑફ ટોન્સ ઍન્ડ કલર.

એમના જીવનમાં એમના દાદાનો મહત્ત્વનો ફાળો હતો. એક સમયે તે મૅટ્રિકની પરીક્ષા આપવાના હતા ત્યારે દાદા આ ૧૬ વર્ષના છોકરા માટે રંગો, પીંછીઓ અને ચીતરવા માટે જોઈતાં સાધનો લઈ આવ્યા. સાથે પશ્ચિમી ચિત્રકાર એડમંડ ડયુલોકનું (૧૮૨૨થી ૧૯૫૩) પુસ્તક પણ લઈ આપ્યું. સાથે કહે છે : 'આ વર્ષ ચિત્ર સાથે ખર્ચજે' આ એમના કલાસંસ્કારો હતા. બીરેશ્વર સેને કુદરતને કયારેય સીધી આલેખી નથી. તેમાં ઘણું ઊમેર્યું છે, બદલ્યું છે અને કાંઈક નવું આપ્યું છે. અવનીન્દ્રનાથ અને નંદલાલને મળ્યા અને ભારતીયતા પામ્યા. ૧૯૩૨માં રશિયન સંત ચિત્રકાર નીકોલસ રોરિકને મળ્યા. તેમની ઊંડી અસર થઈ અને પોતાનાં ચિત્રોમાં તે ઝીલી. ટાઇકન અને કૅમ્પો અરી જેવા જાપાનીઝ ચિત્રકારો મારફતે કલાનો પાસ લાગ્યો. તેમનાં પત્ની પ્રતિમા સેન પણ ઊંચા સ્તરે હતાં. ટાગોર તેમને ઘેર ગયેલા અને એક કાવ્ય તેમને અર્પણ કરેલું.

આ અંગ્રેજીના પ્રાધ્યાપક અને પછી

## અનોખું સ્થાપત્ય : ૭



### આકવા ડક્ટ-પોન્ત દુ ગાર્દ, નીમ્સ ફ્રાન્સ

વિશ્વના પ્રત્યેક મહાન સામ્રાજ્યમાં ઇમારતો તો બની હતી પરંતુ માળખાકીયા સવલતો થકી પોતાની સત્તા તથા સામર્થ્ય પ્રસ્તુત કરવામાં રોમન પ્રજા અન્ય પ્રજા કરતાં ઘણી આગળ હતી. રોમને જોડતાં તેમણે બનાવેલ મુખ્ય રસ્તાઓ તથા ૫૦ જેટલાં કિલોમીટર દૂર પહાડી પ્રદેશોમાંથી રોમમાં પાણી લાવવાની વ્યવસ્થા ઊભી કરીને રોમન પ્રજાએ પોતાની જાતને સર્વોપરી સાબિત કરવા પ્રયત્ન કરેલો.

રોમ શહેરમાં આટલે દૂરથી પાણી લાવવા માટે જે નેહર-વ્યવસ્થા કરાઈ હતી તેમાં ક્યાંક નદી તો ક્યાંક ખીણ આવતાં, તે પસાર કરવા જે બાંધકામ થતું તેનો ઉત્કૃષ્ટ નમૂનો નીમ્સ પર આજે પણ હયાત છે. આશરે ૧૬૦ ફૂટ ઊંચું તથા ૯૦૦ ફૂટ લાંબું આ આકવા ડક્ટ ત્રિસ્તરીય કુલ ૬૪ અર્ધગોળાકાર કમાનથી રચાયું છે, જેમાં ઉપરના સ્તરમાં પાણીની નેહરનો સમાવેશ થાય છે. આશરે ૨૦૦૦ વર્ષ પહેલાં આ આકવા ડક્ટ બનાવવા માટે સમગ્ર ભૂવિસ્તારનું જે આલેખન કરાયું હશે તે પણ ઇતિહાસની એક મહાન ઘટના ગણાય છે.

આશરે ૩ ટન વજન સુધીના મોટા ચૂનાના પથ્થરમાંથી બનાવાયેલ અહીંની કમાનોનું માપ કિનારા તરફ જતા ઘટે છે, જેથી અહીં પ્રત્યેક પથ્થરનું માપ વિશિષ્ટ છે. વળી આ બાંધકામ માટે અંદાજિત જે માણસોનો સહયોગ લેવાયેલો તેમનું સ્થળાંતર પણ સમયાંતરે કરતાં રહેવું પડ્યું હશે. આમ, ઇજનેરી તથા સ્થાપત્યની બાબતો સાથે વ્યવસ્થાની બાબતો પણ અહીં અગત્યની બની હશે.

ગજબનો ઇજનેરી અભિગમ, દૃશ્ય અનુભૂતિની સમૃદ્ધિ તથા કુશળ આયોજન ઉપરાંત અહીં પર્યાવરણને સુરક્ષિત રાખવાનો પણ પ્રયાસ કરાયો હતો. ચોક્કસ ઇચ્છાશક્તિ તથા નિર્ણયશક્તિથી વિસ્તૃત કૅનવાસ પર અસ્તિત્વમાં આવેલ સ્થાપત્યનો આ નમૂનો જાણે રોમન સામ્રાજ્યનું પ્રતિનિધિત્વ કરે છે.

-મીતલ પટેલ



# માધુકરી

આંસુઓની જેમ બસ રેલી રહ્યો છું.
આપણો અંધાર ઊકેલી રહ્યો છું.
જન્મજૂના હું ધુમાડા તોડવાને;
આગની સામે રમત ખેલી રહ્યો છું.

**મનીષ પરમાર**
**('ગુજરાતી દલિત સાહિત્યનાં લેખાં-જોખાં'માંથી)**

## સુરેશ ઓઝા, સદ્‌ગત



તાજેતરમાં ભાવનગરના જાણીતા ચિત્રકાર-વાર્તાકાર સુરેશ ઓઝાનું તેમના હાલના અમદાવાદ ખાતેના નિવાસસ્થાને અવસાન થયું. છેલ્લાં દસ વર્ષથી અસ્મિતાપર્વમાં નિયમિત મળનારા અને ઘણે ભાગે એક જ રૂમમાં સાથે રહેનારા મિત્ર હતા.

સુરેશ ઓઝાનો જન્મ તા. ૧૧-૦૩-૧૯૩૭માં. અભ્યાસ મૅટ્રિક પાસ. ભાવનગરની એવી સ્કૂલ તથા આલ્ફ્રેડ હાઇ સ્કૂલ ખાતે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ મેળવેલું. તે સમયે જાણીતા ગદ્યકાર ગંભીરસિંહ ગોહિલ તેમના સહાધ્યાયી અને આજ સુધીના આત્મીય મિત્ર. હાઇ સ્કૂલ કક્ષાએ અભ્યાસકાળ દરમિયાન જાણીતા ચિત્રકાર સોમાલાલ શાહ તેમના ગુરુ. અહીં અભ્યાસમાં ખોડીદાસ પરમાર પણ સાથે. સુરેશ ઓઝાના પિતાજી ચિત્રકાર હતા અને મોટા ભાઈ દિવ્યકાન્ત ઓઝા પણ સારા ચિત્રકાર હતા. આ પ્રેરણા અને વાતાવરણમાં સુરેશ ઓઝા નાની વયથી જ પ્રસિદ્ધિ પામ્યા હતા. ભાવનગરની સનાતનધર્મ હાઇ સ્કૂલમાં ચિત્રશિક્ષક તરીકે કામ કરેલું. પત્ની પુષ્પાબહેનનાં અવસાન અને વ્યવસાયનિવૃત્તિ પછી તેમણે અમદાવાદ ખાતે પોતાનાં નાનાં બહેન પાસે એક સ્વતંત્ર ફ્લૅટ લઈને રહેવાનું પસંદ કરેલું.

સુરેશ ઓઝાના પ્રેરણામૂર્તિ તેમના મોટાભાઈ (સ્વ.) દિવ્યકાન્ત ઓઝા હતા. ચિત્રકળા અને ઉચ્ચ સાહિત્યના વાચન માટે સુરેશ ઓઝાને પોતાના મોટાભાઈ પાસેથી પ્રેરણા અને માર્ગદર્શન મળેલાં. પોતાના મોટાભાઈ માટે તેમને અપાર આદર હતો. મોટાભાઈના અકાળે અવસાનથી સુરેશ ઓઝાને અત્યંત આઘાત લાગેલો અને એ વિષાદ કાયમ હૃદયમાં સંઘરી રાખેલો. તેમની પ્રેરણાથી ઉચ્ચ અંગ્રેજી સાહિત્યના વાચનમાં સુરેશ હંમેશાં વ્યસ્ત રહેતા. મધુરાય સંપાદિત 'કેસુડા'ના વિશેષાંકમાં સુરેશ ઓઝાની 'કૂતરી વિયાંઈ' વાર્તા પ્રસિદ્ધ થયેલી. ભાવનગરના યુવા સાહિત્યવર્તુળમાં આ ઘટનાથી ખૂબ જ આનંદ પ્રસરેલો. એ જ રીતે ચુનીલાલ મડિયા સંપાદિત 'રુચિ'ના વાર્તાવિશેષાંકમાં વાર્તા પસંદ

થયેલી. સુરેશ ઓઝાના ત્રણ/ચાર વાર્તાસંગ્રહો પ્રકાશિત થયા છે. અમદાવાદમાં રહેતા હોવાથી ગુજરાતી સાહિત્ય પરિષદ સંચાલિત 'પાક્ષિકી'માં જતા અને વાર્તાપઠન કરતા. બે-ત્રણ મહિને પેન્શન લેવા ભાવનગર આવે ત્યારે અહીંની 'ગદ્યસભા'માં વાર્તાપઠન થઈ શકે તેવો ઉપક્રમ રાખતા. 'માય ડિયર જયુ' તથા 'ગંભીરસિંહ ગોહિલ' તેમનાં આકર્ષણકેન્દ્રો હતાં. ગદ્યસભાનો વિધિસર આરંભ થયો તે પૂર્વે '૭૦ના દાયકામાં વોરાબજારની એક સાંકડી શેરીમાં આવેલ સુરેશ ઓઝાના મકાનની નાનીશી અગાશીમાં માય ડિયર જયુ તેમના પ્રારંભિક ગદ્યસર્જનનું પઠન કરતા, સુરેશ પોતાની વાર્તા વાંચતા. મારા જેવા ભાવક પ્રશંસાની નજરે બધું નિહાળતા, નોંધતા. આજે સુરેશ ઓઝાને ભાવભરી શ્રદ્ધાંજલિ પાઠવું છું. *-અજય પાઠક ('નિરીક્ષક'માંથી ટૂંકાવીને)*

## કબજિયાત



કબજિયાત કેમ થાય છે, એ જાણવા માટે શરીરની પાચનક્રિયા કઈ રીતે ચાલે છે એ સમજી લેવું જરૂરી છે. આપણે લીધેલ ખોરકાનું સંપૂર્ણ પાચન થઈ મળનો નિકાલ થવા છત્રીસ કલાક જોઈએ. આપણે તો જમીએ દિવસમાં બે વખત! એટલે દર છત્રીસ કલાકે શરીરમાંથી મળનો નિકાલ કરવા માટે આપણે દિવસમાં બે વખત સંડાસ જવું જોઈએ. પણ એમ થતું નથી. સામાજિક મર્યાદાઓના કારણે આપણે આ દિવસમાં એક વખત 'ઍડજસ્ટ' કરી લીધું છે.

ખાધેલું અનાજ પચાવવાની શરૂઆત મોઢામાં જ એટલે કે જમતાં જ થાય છે. ખૂબ ચાવીને ખાધેલું અનાજ લાળરસમાં ભળીને સમરસ બને. અનાજમાંના કાંજીવાળા (સ્ટાર્ચ) પદાર્થોને છૂટા પાડવાની શક્તિ લાળરસમાં એટલે કે મોઢામાં હોય છે, જઠરમાં એટલે કે પેટમાં નહિ! આ છૂટા પાડેલા કાંજીવાળા પદાર્થોમાંથી નિર્માણ થયેલ સાકરનું શોષાવું મોઢામાં જ શરૂ થઈ આગળ જતાં પેટમાં આ પ્રક્રિયા ચાલુ રહે છે. એટલે અનાજ જેટલું વ્યવસ્થિત ચાવીને ખવાય એટલી આગળની પાચનક્રિયા થવામાં અન્ય અવયવોને સહેલું પડશે, મદદ થશે.

આપણા આહારમાંના પ્રોટિન્સમાંથી નીકળેલા વિઘટિત પદાર્થોનું શોષાવું પણ જઠરમાં શરૂ થઈ આગળ ચાલુ રહે છે. ચીકાશ કે ચરબીવાળા પદાર્થોનું વિઘટન ફક્ત નાના આંતરડાના શરૂઆતના ભાગમાં શરૂ થઈ આગળ તે ચાલુ રહે છે. વિઘટન+શોષાવું = પાચન આ સમીકરણ છે. અન્નનું સંપૂર્ણ વિઘટન થયા વગર શોષાવાનું થતું નથી. તેમ ન થતાં પાચનક્રિયા પૂર્ણ થતી નથી અને શોષણ ન થતાં અન્ન મળ તરીકે આગળ સરકતું નથી. એ કારણે તેનું ફરીથી વિઘટન થઈ એમાં રહી ગયેલાં ઝેરી દ્રવ્યો ફરીને શોષાય છે. અનાજનું વિઘટન થતાં પાચન થવામાં તંતુમય પદાર્થ (fibre) મહત્ત્વના છે. આ 'ફાઇબર' કંદમૂળ, લીલાં શાકભાજી તથા ફળો જેવા પદાર્થોમાં રહેલું છે. હાથછડના ચોખા, લોટમાંનું થૂલું એ અન્ન પચાવવામાં મદદ કરી શકે. એ મળને (ફેંકવા જેવા) આગળ ધકેલવામાં મદદ કરે છે. અનાજની પાચનક્રિયામાં પાણી પીવાનું અસાધારણ મહત્ત્વ છે.

*-ડુંગરશી શાહ ('સ્વાસ્થ્ય-વેધ'માંથી)*

## પ્રગતિનું વહેતું ઝરણું 'શિશુવિહાર'




'શિશુવિહાર' ગુજરાતની યશસ્વી અને ગૌરવશાળી સંસ્થાએ ૭૫ વર્ષની દડમજલમાં એક નવો ઇતિહાસ સર્જ્યો છે. ગુજરાતની નાલંદા વિશ્વવિદ્યાપીઠ ગણાતી આ સંસ્થાએ શિક્ષણના ક્ષેત્રે નવી ક્રાંતિ સર્જી છે. એના સાક્ષી છે આ સંસ્થાના વિદ્યાર્થીઓ, શિક્ષકો અને ભાવનગરના માનવીઓ અને સૌરાષ્ટ્રનાં સમજુ પ્રજાજનો.

આ સંસ્થાનું મુખપત્ર 'શિશુવિહાર' પોતાની આગવી ઓળખ ઊભી કરી ચૂક્યું છે. ફક્ત ગુજરાતમાં જ નહિ, દેશ-પરદેશમાં પણ આ સામયિકનો એક મોટો વાચકવર્ગ ઊભો થયો છે.

આ સંસ્થા અને આ સંસ્થાના સામયિક 'શિશુવિહાર'નો ભવ્ય ભૂતકાળ છે, ઊજળો વર્તમાન છે અને શ્રદ્ધાસભર ભવિષ્યકાળ છે. 'શિશુવિહાર' મુખપત્રની વાત કરીએ તો આ સામયિક હસ્તલિખિત રૂપે પ્રગટ થતું. ૧૯૪૦ થી ૧૯૪૯ સુધી લગભગ દર ત્રણ મહિને પ્રકાશિત થતા આ અંકો સંસ્થાના વિદ્યાર્થીઓ અને કાર્યકરોની કલમે લખાતા અને વંદનીયશ્રી માનભાઈની માવજતથી સુશોભિત થતા રહ્યા. ૧૯૫૧થી ૧૯૬૬ સુધી ચિત્રકારશ્રી વનરાજભાઈ માળી અને ગીજુભાઈ બધેકાનાં શિષ્યાશ્રી મોંઘીબેન બધેકાના સંપાદન નીચે વાર્ષિક ફક્ત પાંચ રૂપિયાના લવાજમથી દર માસની ૧૬મી તારીખે 'અપના છાપખાના' ના ટ્રેડલ મશીન ઉપર ૫૦૦ પ્રત છપાતી. પછી તો પોસ્ટનો આર.એન.આઇ. નંબર મળતાં વર્ષ ૧૯૬૭થી સતત ૩૫ વર્ષ સુધી A-4 ના કદમાં આ પત્રિકા પ્રગટ થતી રહી. આપણા સ્વાતંત્રસેનાની અને બાળકેળવણીકાર શ્રી પ્રેમશંકરભાઈએ તંત્રી તરીકેની જવાબદારી સંભાળી. સંસ્થાના નિયામક તરીકે શ્રી માનભાઈ મોડી રાત સુધી જાગી એક એક પત્રિકામાં સુવાચ્ય અક્ષરે સરનામાં લખતાં. નિયમ પ્રમાણે અડધિયું '૨૫૨' લગાવી ટિકિટ ચોંટાડતા. આ કામ 'ઉત્સવ'

જેવું હતું. કાર્યકરો હોંશેહોંશે આ કામમાં જોડાતા.

આપણે જાણીએ છીએ કે આ પાયાની શૈક્ષણિક સંસ્થા શિશુવિહારની પંચોતેર વર્ષની આ શૈક્ષણિક યાત્રામાં લાખો શિક્ષણપ્રેમીઓ જોડાયા છે. આ સંસ્થાના હજારો વિદ્યાર્થીઓ દેશભરમાં અને પરદેશમાં સ્થાયી થયા છે અને તેઓ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં તેમણે આ સંસ્થાનું નામ રોશન કર્યું છે.

આપણે સતત એવું અનુભવીએ છીએ કે આ સંસ્થાનું ચાલકબળ તો એની પ્રેરક પ્રવૃત્તિઓ છે. આ સંસ્થાએ ગત વર્ષમાં ૩૪૩ કાર્યક્રમો યોજી, લાખો બાળકો અને વયસ્કોને લાભાન્વિત કર્યા છે. એમાં ખાસ ધ્યાન ખેંચે એવી પ્રવૃત્તિઓ તો બહેનોની પ્રવૃત્તિ છે. આપણા ગુજરાતની અન્ય ગાંધીસંસ્થાઓને આમાંથી જરૂર પ્રેરણા મળશે. *-સંકલન યશવંત કડીકર*

## ફાસ્ટફૂડ અને સ્વાસ્થ્ય



આધુનિકતા અને વિકાસના નામ પર દિનપ્રતિદિન નવા નવા પ્રકારના ફાસ્ટફૂટ અને ડબ્બાબંધ ખાદ્યપદાર્થોનું ચલણ ઝડપથી વધી રહ્યું છે. આજે નાનામોટા પ્રસંગો હોય કે જન્મદિનની પાર્ટી લઈને લગ્નપ્રસંગ પછી સત્કાર-સમારંભ હોય – બધા જ પ્રસંગોમાં ફાસ્ટફૂડને એક પ્રમુખ વ્યંજન તરીકે પીરસવામાં આવે છે.

શાળાએ જતાં બાળકો પણ આજે ટિફીનમાં ફાસ્ટફૂડ જેવા કે નુડલ્સ, પીઝા, ચાઉમિન્ટ, પોટેટો ચીપ્સ વગેરે લઈ જવાનું પસંદ કરે છે. અત્યારની આ પરિસ્થિતિ જ કંઈક એવી છે કે જે બાળકો પરંપરાગત રોટલી, ભાખરી, શાક જેવી ઘરે બનાવેલી વાનગીઓ લાવે છે તેમની શાળાઓમાં મજાક ઉડાવવામાં આવે છે, એક સમય એવો હતો કે જ્યારે બાળકોને દૂધ, દહીં, માખણ, તલ, શિંગદાણા કે દેશી ગોળથી બનાવેલ પૌષ્ટિક ખાદ્યપદાર્થો, લીલા શાકભાજી, મોસમી ફળો, કઠોળ વગેરે ખવડાવવામાં આવતાં હતાં, જેનાથી તેમને સંતુલિત આહાર મળવાથી સર્વાંગી વિકાસ થઈ શકતો હતો. અત્યારે ફાસ્ટફૂડમાં સંરક્ષણ (preservation) અને ક્વોલિટી એટલે કે ગુણવત્તાના નામ પર મૂળ અનાજનાં ફોતરાં અને કુશકી (husks) કાઢી નાખવામાં આવે છે, જેમાં મોટભાગનાં જીવનસત્વો હોય છે અને સાથે સાથે અનાજમાંથી પાચક રેસા (dietary fibers) પણ દૂર કરવામાં આવે છે. આંતરડાને કાર્યક્ષમ અને તંદુરસ્ત રાખવા માટે પાચકરેસા અનિવાર્ય છે, જેની ઊણપથી કબજિયાત અને પાચનતંત્રને લગતી સમસ્યાઓ નિર્માણ થાય છે. ફાસ્ટફૂડને વધુ આકર્ષક અને સુગંધીદાર બનાવવા માટે તેમાં કેટલાક અખાદ્ય પદાર્થો અને કૃત્રિમ રંગો પણ ઉમેરવામાં આવે છે જે માનવીના સ્વાસ્થ્ય માટે હાનિકારક હોય છે. ફાસ્ટફૂડની સાથે સાથે ચાઇનીઝ ફૂડનું ચલણ ખૂબ ઝડપથી વધી રહ્યું છે, હૃદયની દીવાલ પર તે એક સ્તર ઊભું કરે છે જેને 'એજીનોમોટો' કહે છે. આનાથી વ્યક્તિને હૃદયને લગતી બીમારીઓ થવાની શક્યતા વધી જાય છે.

*('વિજ્ઞાનદર્શન'માંથી સાભાર)*

## માણસ, માણસાઈ અને ધર્મ

ફિલિપાઇન્સના ૨૮ વર્ષના એક ફિલિપિનીએ આખી દુનિયાને બતાવી આપ્યું છે કે શૂરવીર કેવી રીતે બની શકાય! તે માને છે કે પોતાનું જીવન બીજા માટે અંજલી બની જાય તેથી રૂડું શું? તેમણે અસંખ્ય બાળકો અને આધેડ ઉંમરની વ્યક્તિઓના જીવનને બદલાવી નાખ્યાં તે છે કેવાઇટ સિટીનો વતની એફરેબ પેનાફ્લોરિડા જૂનિઅર. 'પુશ કાર્ટ ક્લાસરૂમ' દ્વારા શિક્ષણને ગતિમાન કરીને તેણે વિશ્વભરમાં ડંકો વગાડી દીધો તે નાનીસૂની બીના નથી. CNNના સન્માન સમારંભમાં પોતાના વક્તવ્યમાં પોતાની લાગણીને અભિવ્યક્ત કરતા તે કહે છે, 'આપણી આ પૃથ્વી અનેક રત્નોથી ભરપૂર છે. યુવાન અને વૃદ્ધ, તવંગર, ગરીબ અને જાતજાતના આકાર અને કદના તેમજ રંગબેરંગી પુરુષો અને સ્ત્રીઓથી ભરપૂર છે. મને લાગે છે કે આપણી આ દુનિયા એક બુટ્ટાવાળા નકશીદાર ચાકળા જેવી છે. એફરેબ પેનાફ્લોરિડાને 'કિક્યુઆ એફ' કે 'બ્રધર એફ' તરીકે પણ ઓળખવામાં આવે છે. તેના પરાક્રમી પ્રયાસની જે કિંમત CNNએ કરી તેને રોકડમાં ગણીએ તો એક લાખ ડૉલર એટલે કે આશરે પાંચ કરોડ રૂપિયા થાય. 'આ થીએટરની અંદર હાજર રહેલ દરેક વ્યક્તિ અને જે લોકો ઘરે રહીને આ સમારોહ નિહાળી રહ્યા છે તે સજ્જનોની અંદર રહેલ તે મૂલ્યવાન રત્ન, તે પરાક્રમી ચેતના પોતાને ક્યારે મુક્તપણે વિહરવા મળે તેની રાહ જુએ છે. સેવા કરવામાં જ સુખની અનુભૂતિ કરો.' CNNના સમારંભ પહેલા પોતાની તરફેણમાં મત મળે તેવી વિનંતી કરતા એફરેબ પેનાફ્લોરિડાએ લોકોને જણાવ્યું હતું : 'લોકો પોતાનો મત મને ફાળવશે તો તેઓ ખરેખર ગરીબ બાળકોને ફાળવી રહ્યા હશે. ૧૯૯૭થી સ્થાપાયેલી 'Dynamic Teen Company' (DTC) સમર્પિત ભાવનાથી શિક્ષણ આપવાનું કાર્ય કરે છે. પોતે જો વિજેતા બનશે તો અન્ય લોકોને મદદ કરવા માટેના પ્રયત્નોમાં તેમની 'Dynamic Teen Company' (DTC) ને વધુ બળવત્તર બનાવશે.' *('વિચારવિજ્ઞાન'માંથી ટૂંકાવીને)*

અંધારાની ભોંય ભીંજવતી કલકલ વહેતી વાત
ઉપરવાસની તરતી આવે વણબોલાતી વાત.
રમેશ પારેખ

**એ**ક ગરીબ રંગરેજના પુત્રે, વાઇના અસાધ્ય રોગથી કંટાળીને નર્મદા નદીમાં પડતું મૂક્યું ત્યારે ચમત્કારિક રીતે તેનો બચાવ થયો. એને લાગ્યું કે 'ભગવાનની મરજી મારે કાંઈક કરવું તેવી લાગે છે.' તેની નિરાશા દૂર થઈ. નર્મદા નદીને કિનારે વસતા એક સાધુબાબાએ આપેલા હરિઃ ૐ મંત્રના જપથી છ માસમાં એનો અસાધ્ય વાઇનો રોગ દૂર થયો. પછી એણે સમાજના કામમાં જીવન પસાર કર્યું. આ પુત્ર તે ચૂનીલાલ ભગત અર્થાત્ પૂજ્ય મોટા.

❋

સીવવાના મશીનની પહેલી પેટન્ટ ૧૭ જુલાઈ ૧૭૯૦માં થૉમસ સેન્ટને મળી હતી. ૧૮૫૧ના ઑગસ્ટ માસમાં આઇઝેક મૅરિટ સિંગરે ઘરેલું સીવવાનું મશીન બનાવ્યું ત્યારે તેમના સાથી એલિસ હોવે હતા. ખરેખર તો એલિસ હોવે જ સાચા શોધક હતા.

न सोऽस्ति प्रत्ययो लोके यः शब्दानुगमायते।
अनुविद्धमिव ज्ञानं सर्वं शब्देन भासते ॥
એવું કોઈ જ્ઞાન નથી, જે શબ્દના અનુગમ-અનુસરણ વિનાનું હોય, સર્વ જ્ઞાન શબ્દ સાથે સંકળાયેલું હોય તેવું જણાય છે.

નટખટ નીતા તેની બહેનપણી સાથે હૉટલમાં જમવા ગયેલી. જમી રહ્યા પછી તે ચમચીઓ ધોવા લાગી. એની બહેનપણીએ કહ્યું : 'તારે ચમચીઓ ધોવાની જરૂર નથી!'

'લે, કેવી વાત કરે છે! ધોયા વગરની ચમચીઓથી તો મારાં ખિસ્સા ને મારાં કપડાં ના બગડી જાય!'

❋

૧૬ જુલાઈ, ૧૯૭૯માં સદ્દામ હુસેન ઈરાકના પ્રમુખ બન્યા હતા.

❋

મહારાષ્ટ્રમાં લુહાર લોકોમાં લોખંડની ભઠ્ઠીનો દેવતા લોહાસુરી તરીકે ઓળખાય છે. ભઠ્ઠીમાં દેવતા પ્રગટાવતા પૂર્વે લોહાસુરીની પૂજા કરાય છે.



શબ્દચિત્ર : બાબુભાઈ સોલંકી 'જીવનમાધુરી'

ડોવળું કે ડોવળં નામનું વાદ્ય ચૌધરીઓમાં અજાણીતું છે. સુષિર, તંતુ અને ઘનવાદ્ય પ્રકારમાં ડોવળું ફૂંકીને વગાડાતું સુષિર વાદ્ય છે.



ઈ.સ. પૂર્વે ૫૫૦-૫૪૯ના સમયની આ બરણી એની કલાત્મકતાના લીધે આકર્ષક બની છે. વચ્ચેના ભાગમાં એઆસ અને એક્લિસ (Aias and Achiles) સોગઠાંબાજી રમી રહ્યા છે. બન્નેના હાથમાં આયુધ છે. ગ્રીક પ્રજાના વ્યક્તિત્વની અહેસાસ કરાવતાં આ પાત્રો રમવામાં મગ્ન છે.



અમે સંપૂર્ણ ધાર્મિક થઈ ગયાં છીએ. એક પણ પૈસો ખર્ચ્યા વગર કૉમ્પલેક્ષમાં એક જણ ચૅનલનું લવાજમ ભરે અને અમે બધાં એમાંથી વાયર ખેંચી લઈએ છીએ.

# ડગલે ને પગલે ઉપયોગી થશે આ પુસ્તકો




## વિકાસની કેડી, પ્રશ્નોની સીડી

લે. હસમુખ પટેલ, રૂ. 100

યુવાનોને મૂંઝવતા 64 પ્રશ્નોના ઉત્તરોની વર્તમાનયુગની આ પ્રશ્નગીતા છે. નવી પેઢીના વ્યક્તિત્વ-વિકાસ માટે અને જીવનની પ્રાથમિક સમસ્યાઓના ઉકેલ માટે આ પુસ્તક આગવી મૌલિકતા ધરાવે છે.



## શિક્ષણવિચાર

લે. હરભાઈ ત્રિવેદી, રૂ. 200

સમગ્ર શિક્ષણ અંગેના વિચારોને હરભાઈ એકસાથે ત્રણ યુગના વર્ણનમાં દર્શાવે છે : (1) શિક્ષકયુગ (2) વિષયયુગ (3) વિદ્યાર્થીયુગ. શિક્ષણને વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોવાની વાત એમના લેખોમાં છે. કેવળ માનસશાસ્ત્ર નહીં પણ ફ્રોઈડના અચેતન માનસના સ્પષ્ટીકરણથી ઉદ્ભવતા પ્રશ્નો પણ આ પુસ્તકમાં સમાવવામાં આવ્યા છે.

## જ્ઞાનગમ્મત પુસ્તમાળા : પુ. ૫

લે. યશવંત મહેતા

રૂ. ૩૦૦

*(પાંચ પુસ્તકોના)*

જ્ઞાનગમ્મત પુસ્તકમાળામાં 'નવી રમતો', 'નિરાંતની વેળાએ', 'જાતે બનાવીએ', 'બનો જાદુગર', 'ક્વિઝ-ટાઈમ' જેવાં પાંચ પુસ્તકો છે. ફુરસદની પળોમાં બાળકો આ પુસ્તકો વાંચીને ઘણી પ્રવૃત્તિઓ કરી શકશે તથા ઘણું નવું જાણી શકશે. દરેક બાળક પાસે આ પુસ્તકશ્રેણી હાથવગી હોવી જ જોઈએ.

## દલિપ કૌર અગ્નિપથના યાત્રી

લે. મોહન દાંડીકર, રૂ. 100

દારૂડિયા પતિને બંદૂકની ગોળીએ દેવા તૈયાર થયેલી સ્ત્રી એક વિદ્વાન અધ્યાપક સાથે લગ્ન કરે છે અને પોતાની ભીતર એક પ્રેમાળ તથા મૃદુ સ્ત્રી જીવી રહી છે એવું પુરવાર કરનાર દલિપકૌર સફળ પ્રાધ્યાપિકા, દિલ્હી સાહિત્ય અકાદમીના બે પુરસ્કારો મેળવનાર તથા સરસ્વતી સન્માનથી સન્માનિત સફળ મહિલાની સંઘર્ષગાથા છે.

## સંતાનને પણ કંઈક કહેવા દો (રૂ. 150)

## માબાપ સાથે ગોષ્ઠી

રૂ. 125

**લે. ઊર્મિલાબહેન શાહ**

બાળઘડતરમાં મા-બાપને ઉપયોગી થાય એવાં આ બંને પુસ્તકોનું પુનઃપ્રકાશન કરવામાં આવ્યું છે. આજના સ્પર્ધાત્મક સમયમાં બાળકના શિક્ષણ તથા વિકાસ માટે વિશેષ સજાગ અને સભાન થવાની જરૂર છે. મા-બાપ માટે બાળઘડતરની ગીતા જેવાં આ બે પુસ્તકો છે.

## જીવન જીવવાની કળા

લે. લલિતપ્રભ, અનુ. હીરેન્દ્ર લાડ,

રૂ. 160

વિવિધ દૃષ્ટાંતો દ્વારા જીવનનાં ગૂઢ સત્યો અને અજાણ્યાં રહસ્યો વિશે રસભર સમીક્ષા કરતું આ પુસ્તક, માણસને તેના રોજિંદા જીવનમાં વિકાસનાં દ્વાર ખોલવામાં ખૂબ ઉપયોગી બનશે. ક્રોધ, અહંકાર, દ્વેષ જેવા દોષો દૂર કરીને પ્રેમ, પ્રસન્નતા અને પવિત્રતાનાં શિખરો તરફ જવાની દિશા બતાવતું પુસ્તક.




**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય**

રતનપોળનાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-1
ફોન : 22144663, 22149660 ફેક્સ : 22144663
ઈ-મેઇલ : *goorjar@yahoo.com*

**સંસ્કાર સાહિત્યમંદિર**
5, N.B.C.C. હાઉસ, સહજાનંદ કૉલેજની બાજુમાં, આંબાવાડી, અમદાવાદ-15 ફોન : 26304259

**ગૂર્જર સાહિત્ય પ્રકાશન**
13, શિવરંજની સોસા., ઓવરબ્રિજના છેડે, અશ્વમેધ બંગલોઝના બસ સ્ટેન્ડ પાસે, સેટેલાઈટ, અમદાવાદ-15
ફોન : 26761366 મો. 9825268759

# રંગદ્વાર પ્રકાશન

**G-15, યુનિવર્સિટી પ્લાઝા, દાદાસાહેબનાં પગલાં, નવરંગપુરા,અમદાવાદ–380 009**

**ફોન નંબર : 079-27913344, વેબ સાઇટ : http://www.rangdwar.com**

**શ્રી રઘુવીર ચૌધરી અધ્યયન ગ્રંથ**

**'અમૃતાથી ધરાધામ ભાગ - I તથા II', દરેક ભાગના ₹ 360**

**શ્રી રઘુવીર ચૌધરીનાં સુપ્રસિદ્ધ પુસ્તકો**



### રુદ્રમહાલયની કર્પૂરમંજરી

સિદ્ધપુરના વિખ્યાત શિવમંદિર રુદ્રમહાલયના નિર્માણનું નિરૂપણ કરતી અગિયારમી બારમી સદીના સમયનું આલેખન કરતી લેખકની આ પ્રશિષ્ટ નવલકથા છે. આ લઘુનવલના કેન્દ્રમાં સ્થાપત્ય અને સ્થપતિ છે. ₹ 120




### સહરાની ભવ્યતા

સહૃદય તરીકે જેમને અવારનવાર વાંચતાં કે મળતાં હોઇએ એવા સર્જકોની વિશિષ્ટતાઓ આ રેખાચિત્રોમાં સુપેરે આલેખાઈ છે, તમામ વયજૂથના વાચકોને આકર્ષે અને વિદ્યાર્થીઓને ખાસ ઉપયોગી નીવડે તેવું પુસ્તક. ₹ 120




### બચાવનામું

શ્રી ભોળાભાઈ પટેલ કહે છે કે, સમગ્રપણે 'બચાવનામું' શ્રદ્ધાનું કાવ્ય છે. કવિનો આ અભિનવ કલ્પલોક છે. ઇતિવૃત્ત અને ઉર્મિતત્ત્વના સંયોગથી આ કાવ્યકથા સાંપ્રત ગુજરાતી કાવ્યપ્રવાહમાં એક સંસિદ્ધિ રૂપે આપણને પ્રાપ્ત થાય છે. ₹ 80




### અંતર

અલગ વસવા તૈયાર થયેલાં કેવલ અને નયનતારા વચ્ચે નયનતારાના વિદેશપ્રવાસથી સરજાયેલો અંતરાલ બંનેને આત્મપરીક્ષણની તક પૂરી પાડે છે. દાદા સાથે વતનમાં વસતો પુત્ર નંદ પણ અનાયસ જ બંને વચ્ચે સેતુરૂપ બને છે. ₹ 120



### ઇચ્છાવર

શ્રી ધીરેન્દ્ર મહેતા કહે છે કે, કૃતિના અવયવે અવયવમાં ગ્રામપ્રદેશનો રંગ છે, પરંતુ એની રગોમાં આધ્યાત્મિકતાનો જે ધબકાર છે તે આ કૃતિને વિશિષ્ટ બનાવે છે. ₹ 120

REGISTERED UNDER R.N.I. NO. 1834/57 PERMITTED TO POST AT AHMEDABAD P.S.O. ON 17TH OF EVERY MONTH
UNDER POSTAL REGD. NO. GAMC/925 (2012-2014) ISSUED BY S.S.P. AHMEDABAD VALID UP TO 31-12-2014
પ્રસિદ્ધ કર્યા તારીખ 'કુમાર' ૧૭ જુલાઈ, ૨૦૧૪ • સળંગ અંક ૧૦૩૯ • છૂટક નકલ રૂપિયા ૩૦

## 'કુમાર ટ્રસ્ટ'ની દાન માટે અપીલ

'કુમાર'ને વધુ સમૃદ્ધ કરવાના આશયથી 'કુમાર ટ્રસ્ટ'ની રચના અને તેની સક્રિયતા સાર્થક થાય અને તે માટે જે આર્થિક સદ્ધરતા જોઈએ તે સારુ ગુજરાતની પ્રજાજોગ દાનની જાહેર અપીલ કરવામાં આવે છે. અત્યાર સુધીમાં અમને મળેલાં દાન માટે દાતાઓનો આભાર વ્યક્ત કરીએ છીએ.

ગરવી ગુજરાતના આવતી કાલના નાગરિકના ઘડતરના ઉમદા હેતુથી ૧૯૨૪માં કલાગુરુ રવિશંકર રાવળે બચુભાઈ રાવતના સહયોગથી શરૂ કરેલું 'કુમાર' માસિક ગુજરાતના યુવાધનને સંસ્કારશ્રી બક્ષવાનો તેનો ઉદ્દેશ ઉત્કૃષ્ટતાપૂર્વક પાર પાડવા મથતું રહ્યું છે. ૧૯૮૭થી ૧૯૯૦ દરમિયાન ત્રણ વર્ષો બાદ કરતાં પોણી સદી ઉપરાંતની 'કુમાર'ની દીર્ઘ સાહિત્ય-સંસ્કાર સેવા વિરલ છે. કોઈ પણ સંસ્કારી પ્રજા ગૌરવ અનુભવે એવું માસિક અણથક યાત્રા કરતું રહે તેવી શુભેચ્છા અને તે ફળવતી બને તેવું આયોજન કરવું એ આપણી, એટલે કે 'કુમારે' જેમનું ઘડતર કર્યું છે એ સૌ ગુજરાતીઓની ઉમદા ફરજ બનવી જોઈએ.

'કુમાર'ના વાચક-ચાહક સૌને, આપણું 'કુમાર' ચિર'કુમાર' રહે એ માટે વિશાળ ભંડોળ ઊભું કરવાની હાર્દિક વિનંતી કરીએ છીએ.

'કુમાર'ના આજે ૩૦૦૦ ગ્રાહકો છે. ગુણવંતી ગુજરાતને માટે આ સંખ્યા કંઈ માતબર ન ગણાય. આ સંદર્ભે આપણે સૌ એવો શુભસંકલ્પ કરીને ગુજરાતનાં તથા અન્ય રાજ્યોના ગામેગામની શાળા-મહાશાળા અને ગ્રંથાલયો દ્વારા 'કુમાર'નો એવો જબરદસ્ત પ્રચાર-પ્રસાર કરીએ કે જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં મ્હોરે સદાકાળ 'કુમાર', પછી એ ગુજરાતી ગુજરાતમાં વસતો હોય કે એ વસતો હોય સાત સમંદર પાર!

ટૂંકમાં 'કુમાર'ની ગ્રાહક સંખ્યા ૭૫૦૦ થઈ જાય એવી લોકલહર આપણે સરજીએ!

'કુમાર ટ્રસ્ટ'ને અપાતાં દાન કલમ ૮૦-જી અન્વયે આયકરરાહતને પાત્ર છે તે આપની જાણ સારુ સહજ. આપના ઉમદા સક્રિય સહયોગની અપેક્ષા સહ.

૧. 'કુમાર' માટે દાનનો ડ્રાફ્ટ/ચેક 'કુમાર ટ્રસ્ટ'ના નામનો જ લખવો અને 'કુમાર ટ્રસ્ટ', ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ-૩૮૦૦૦૧ એ સરનામે મોકલવો.

૨. 'કુમાર'નું લવાજમ વાર્ષિક ₹ ૩૦૦, ત્રિવાર્ષિક ₹ ૮૫૦, પંચવાર્ષિક ₹ ૧૪૦૦ 'કુમાર ટ્રસ્ટ'ના નામે જ ચેક/ડ્રાફ્ટથી ઉપરના સરનામે મોકલવું. બહારગામની બૅન્ક પરના ચેકમાં બૅન્ક કમિશનના ₹ ૩૦ ઉમેરવા.

૩. લવાજમ સીધુ બૅન્કમાં જમા કરાવનારે નીચેની માહિતીનો ઉપયોગ કરવો તથા કાર્યાલયને ફોન દ્વારા જાણ કરવી.

**'કુમાર ટ્રસ્ટ', સેન્ટ્રલ બૅંક ઑફ ઇન્ડિયા, ખાતા નં. 3028819733, રાયપુર ચકલા બ્રાન્ચ, IFSC : CBINO280551, MICR CODE - 380016024, CBI 3010-A**

### 'કુમાર'નાં શુભેચ્છકો

નિરંજન ભગત
વિનોદ ભટ્ટ
ધીરુભાઈ ઠાકર
અનિલા દલાલ
હરિકૃષ્ણ પાઠક
કુલીનચંદ્ર યાજ્ઞિક
રજનીકુમાર પંડ્યા
લાભશંકર ઠાકર
ચિનુ મોદી
ચંદ્રકાન્ત શેઠ
માધવ રામાનુજ
મધુસૂદન પારેખ
મધુસૂદન ઢાંકી
કનુભાઈ જાની
ચિમનલાલ ત્રિવેદી
ચંદ્રકાન્ત ટોપીવાળા
નૌતમભાઈ વખારિયા
કૃષ્ણકાન્ત વખારિયા
પ્રાણલાલ પટેલ
ગજેન્દ્ર શાહ
નટુ પરીખ
અનિલ રેલિયા
રાધેશ્યામ શર્મા
જોરાવરસિંહ જાદવ
હસમુખ બારાડી
હસુ યાજ્ઞિક
મહેશ દવે
મનુભાઈ શાહ
ભગતભાઈ શેઠ
હેમેન્દ્ર શાહ
હંમેશ મોદી
ભગીરથ બ્રહ્મભટ્ટ
ભગવતીકુમાર શર્મા
રમેશ બી. શાહ
નરોત્તમ વાળંદ
મહેન્દ્ર મેઘાણી
યશવન્ત ત્રિવેદી
પ્રફુલ્લ રાવલ
બલવન્ત જાની
ભાનુપ્રસાદ પંડ્યા
જ્યોતિ ભટ્ટ
ધીરેન્દ્ર મહેતા
કનક રાવળ
ડૉ. સુશ્રુત પટેલ



Printed at : Chandrika Printery, Mirzapur road, Ahmedabad 380 001